# ભુવન ઉદ્યોત


લેખક :

પૂજ્ય આચાર્ય ભગવંત શ્રીમદ્વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મહારાજ

તથા

પૂજ્ય મુનિરાજશ્રી રત્નસુંદરવિજયજી મહારાજ





: પ્રકાશક :

દિવ્ય દર્શન ટ્રસ્ટ

C/o. કુમારપાળ વી. શાહ

૬૮, ગુલાલવાડી,

મુંબઈ-૪

: સંપાદક :

પ. પૂ. મુનિરાજશ્રી પદ્મસેનવિજયજી મહારાજ

દ્વિતીય આવૃત્તિ : ૨૦૦૦ સવંત. ૨૦૩૯

પ્રાપ્તિસ્થાન

(૧) દિવ્યદર્શન-ટ્રસ્ટ
કુમારપાળ વી. શાહ
૬૮, ગુલાલવાડી, મુંબઈ-૪.

(૨) જયેશ ચંપકલાલ ભણસાળી
૧૧૯૪, લક્ષ્મીનારાયણ પોળ
રાજામહેતાની પોળ, કાળુપુર.
અમદાવાદ.

(૩) વસંતલાલ ઈશ્વરલાલ વીરવાડીયા
સુશીલાસદન, ત્રીજે માળે,
પંચોલીશેરીના નાકે, હરીપુરા,
સુરત-૩.

મૂલ્ય : રૂા. ૧૨-૦૦

મુદ્રક :
કિરણ એન્ડ કંપની
૨૨, માળીની પોળ, ઢીંકવા ચોકી, કાળુપુર, અમદાવાદ. ટે. નં. ૩૩૮૯૮૯

# પુસ્તક વાંચતાં પહેલાં...

ત્યારે હું ગૃહસ્થપણામાં હતો...જ્યારે ૧૯૬૪ની સાલમાં મે વેકેશનમાં અચલગઢ મુકામે કર્મસાહિત્યનિષ્ણાત સિદ્ધાંતમહોદધિ પૂજ્યપાદ આચાર્ય ભગવંત **શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજની પુનિત નિશ્રામાં** પૂજ્યપાદ પંન્યાસપ્રવર (હાલમાં આચાર્યભગવંત) **શ્રીમદ્ ભાનુવિજયજી ગણિવર** સ્કૂલ-કૉલેજના યુવકોને જિનશાસનનાં અદ્ભુત રહસ્યો સમજાવવાના હતા. કુતૂહલથી પ્રેરાઈને ત્યાં ગયો...રોજના પાંચ-પાંચ પ્રવચનોના શ્રવણે પૂજ્યશ્રી તરફ...જિન શાસન તરફ આદરભાવ પ્રગટ્યો...વળી પાછો પિંડવાડા ગયો. પૂજ્યશ્રીના નિકટના પરિચયે તેઓશ્રીના પુનિત ચરણોમાં જીવન સમર્પિત કરવાની દિલમાં ભાવના જગાડી...મારા પરમ ઉપકારી પિતાશ્રીએ (હાલમાં ગુરુદેવે) સહર્ષ સંમતિ આપી... એટલું જ નહીં, વરસોની તેઓશ્રીની સંયમભાવનાને પણ તેઓશ્રીએ અમલી બનાવી !...સંયમજીવનના સ્વીકાર બાદ પૂજ્યશ્રીના સતત મળેલા સાન્નિધ્ય... તેઓશ્રી તરફથી અવારનવાર મળેલી કઠોર પણ હિતકારી પ્રેરણાએ સંયમજીવનના આનંદની અનુભૂતિ કરાવી...આજે એ ઉપકારી પૂજ્યશ્રીને યાદ કર્યા વિના રહી શકતો નથી...

ટાપટીપ વિનાનાં કપડાં...સતત વપરાઈ રહેલી અત્યંત સાદી પેન... વર્ધમાનતપની ૧૦૮ ઓળીની આરાધના દ્વારા બની ગયેલું તપોમય જીવન... ભારે ત્યાગવૃત્તિ...સંયમ જીવનના કટ્ટર પક્ષપાતી...પ્રભુભક્તિમાં અદ્ભુત તન્મયતા... ત્યાગ અને વૈરાગ્ય છલકાતી જિનવાણીના ઉપદેશક...આશ્રિતોને આગળ વધારવાની ભારે તમન્ના...સંયમજીવનના હાર્દને રજૂ કરતી વાચનાઓના દાતા...સંઘહિત-ચિંતક...અપ્રમત્તતાના પક્ષપાતી...ક્રિયામાં અદ્ભુત એકાગ્રતા...ષડ્દર્શનના જ્ઞાતા... કુશળ લેખક...આશ્રિતોની ભૂલોને ભૂલી જવાની અદ્ભુત કળા...સદા સ્વાધ્યાય-મગ્નતા...રાત્રિના અંધકારમાં પણ જ્ઞાનનો પ્રકાશ પાથરતા પદાર્થોનું લખાણ... લગભગ ૧૫૦ જેટલા શિષ્યોના ગુરુપદે બિરાજમાન હોવા છતાં ગુરુતા વિનાના ગુરુ...અતિઅલ્પ નિદ્રા...ઈત્યાદિ અનેકાનેક ગુણોના સ્વામી આ ઉપકારી ગુરુદેવશ્રીનો વર્તમાનકાળના જૈન સંઘ પર મોટામાં મોટો કોઈ ઉપકાર હોય તો તે છે, નવયુવકોના જીવનને સન્માર્ગે લાવવામાં સફળ બની રહેલી આધ્યાત્મિક શિબિરોની ભેટ.

છેલ્લાં ૧૮ વરસથી લગભગ દર મે વેકેશનમાં જુદા જુદા ગામોના સંઘની વિનંતીથી યોજાયેલી આ શિબિરોમાં આજ સુધીમાં લગભગ ૫૦૦૦ જેટલા યુવકોએ લાભ લીધો છે...તેમાંથી કેટલાક સર્વવિરતિધર મહાત્મા બન્યા છે...તો કેટલાક દેશવિરતિધર શ્રાવક બન્યા છે...કેટલાક સમ્યગ્દર્શનના આચારોના પાલક

બન્યા છે...તો કેટલાક માર્ગાનુસારી ગુણોના ધારક બન્યા છે...ટૂંકમાં અનેક ગુમરાહ યુવકોના જીવનપંથને અજવાળવાનું કામ આ અદ્ભુત પ્રયોગે કર્યું છે.

તેમાંય ગત સાલ ચંદનબાળા એપાર્ટમેન્ટ વાલકેશ્વરમાં ચાતુર્માસ દરમિયાન દર રવિવારીય શિબિરનું આયોજન ગોઠવાતાં લગભગ ૧૦૦૦ જેટલા યુવકો દૂર દૂરનાં પરાંઓમાંથી દર રવિવારે દોડતા દોડતા આવતા હતા...શ્વેત વસ્ત્રોમાં સજ્જ આ યુવકોએ ૧૬-૧૬ રવિવાર સુધી સમ્યગ્દર્શન, પરમાત્મભક્તિ, આત્માની ઉત્ક્રાંતિ એ વિષયો પર સાંભળેલાં પ્રવચનોની કેવી અસર લીધી તેનો ખ્યાલ તો ૧૬મા રવિવારે લગભગ ૮૫૦ જેટલા યુવકોએ પરમાત્માની સન્મુખ પૂજ્યપાદ આચાર્યદેવશ્રીના શ્રીમુખે જ્યારે ૧૨ વ્રત ઉચ્ચર્યાં ત્યારે આવ્યો.

અત્યંત નિઃસ્પૃહી પ્રભાવક પ્રવચનકાર વાત્સલ્યમૂર્તિ પૂજ્યપાદ ગુરૂદેવશ્રી આચાર્યભગવંત શ્રીમદ્ વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મહારાજની પુણ્યનિશ્રામાં આ વરસે સુરતમાં ૧૩ રવિવારીય શિબિરનું આયોજન થયું...પહેલા રવિવારથી જ લગભગ ૧૫૦૦/૧૬૦૦ની કલ્પનાતીત સંખ્યામાં આવેલા યુવકો છેક છેલ્લા રવિવાર સુધી એ જ સંખ્યામાં આવતા જ રહ્યા. પૂજ્યશ્રીના પુણ્યપ્રભાવે અને સંયમ-જીવનના બળે યુવકોએ પોતાના જીવનને અનેક પ્રકારના સદાચારોથી સુશોભિત કરવાનો દૃઢ સંકલ્પ કર્યો છે.

શિબિરમાં આવનારા યુવકોને કયા વિષયો પર સમજાવવું એ વિચારણા ચાલતી હતી, પરંતુ વર્તમાનકાળના યુવકોના માનસના પૂરેપૂરા અભ્યાસી એવા પૂજ્યપાદશ્રીએ તેનો રસ્તો ય કાઢી દીધો.

સમ્યગ્દર્શનને લાવનારા તથા દેશવિરતિ અને સર્વવિરતિના જીવનને ટકાવવામાં ભારે સહાયક બનતા...સર્વત્ર લોકપ્રિય બનાવતા...સદ્‌ગૃહસ્થને છાજે તેવું જીવન બનાવવામાં અતિ ઉપકારક બની રહેતા માર્ગાનુસારીના શરૂઆતના અગિયાર ગુણોનું વર્ણન વિદ્યાર્થીઓને જકડી રાખ્યા વિના નહિ રહે, વળી માર્ગાનુસારીના ગુણોનું પાલન પ્રારંભિક કક્ષાના સઘળા ય જીવો કરી શકે તેમ છે... તદ્ઉપરાંત સ્વ-પરના જીવનમાં સદાચારને લાવવાની તથા ટકાવવાની તાકાત પણ તે ગુણોના પાલનમાં જ પડેલી છે. કૃતજ્ઞતાદિ ગુણોનું સૌંદર્ય આત્મામાં પ્રગટાવવાની અદ્ભુત ક્ષમતા આ ગુણોના સ્વીકારમાં જ છે, આ બધી ગણત્રીએ 'માર્ગાનુસારી ગુણો'નો વિષય પસંદ કરાયો. સાથે સાથે...

'ધન ધન શ્રી અરિહંતને રે, જેણે ઓળખાવ્યો લોક સલૂણા,
એ જિનની પૂજા વિના રે, જનમ ગુમાવ્યો ફોક સલૂણા.'

એ પંક્તિના હાર્દને સમજાવવા દેવાધિદેવ પરમાત્મા શ્રી જિનેશ્વર ભગવંતની આત્માને પરમાત્મા બનવા સુધીની કક્ષાએ લઈ જતી ભક્તિની મસ્તી કેવી અનેરી

હોઈ શકે છે...આપણા જીવનમાં એ મસ્તી કેવી રીતે આવે છે તે સમજાવવા પરમાત્મ-ભક્તિનો વિષય પસંદ કરાયો...અને ત્રીજા વિષય તરીકે સર્વવિરતિ જીવનના સ્વીકારને યોગ્ય બનાવતા પ્રાપ્ત સમ્યગ્દર્શનને નિર્મળ કરતા અપ્રાપ્ત સમ્યગ્દર્શનને લાવતા, શ્રાવકજીવનના આભૂષણસમા બાર વ્રતોને યુવકો સમક્ષ મૂકવા, તેવો નિર્ણય થયો...પૂજ્યશ્રીની આ ધારણા ખરે જ સાચી પડી !..૧૩-૧૩ રવિવાર સુધી આ વિષયો પરની છણાવટે વિદ્યાર્થીઓના જીવનમાં જે ધારી અસર ઊભી કરી છે તે અવર્ણનીય છે ! શિબિરમાં આવેલા સઘળા ય વિદ્યાર્થીઓ છેક છેલ્લા રવિવાર સુધી એ જ સંખ્યામાં ટકી રહ્યા, એણે જ બતાવી દીધું કે આ વિષયો વિદ્યાર્થીઓને આકર્ષવામાં તથા તેઓનું જીવન પરિવર્તન કરાવવામાં કેટલા સફળ રહ્યા.

પૂજ્યશ્રીના આદેશથી માર્ગાનુસારી ગુણો તથા આત્માની ઉત્ક્રાંતિ આ બે વિષય પર પ્રવચનો કરવાનું મેં સ્વીકાર્યું...એ પ્રવચનોમાં જે કાંઈ પીરસાયું છે તે પૂજ્યશ્રીની કૃપાનું જ ફળ છે ! મૂર્તિના નિર્માણમાં પથ્થરની યોગ્યતા કરતાં શિલ્પીની કુશળતાનો ફાળો જ મુખ્ય હોય છે...એ ન્યાયે અત્રે જે કાંઇ પીરસાયું છે તે પૂજ્યશ્રીનું જ છે...તેમાં જરાય અતિશયોક્તિ નથી...કારણ કે પ્રવચનોમાં ક્યાંય જિનાજ્ઞા-નિરપેક્ષતા ન આવી જાય.. ક્યાંય વિષયાંતર ન થઈ જાય...ક્યાંય વૈરાગ્ય પીરસવામાં કચાશ ન રહી જાય...તે અંગે તેઓશ્રીની સતત હિતકારી પ્રેરણા મારા જેવા અલ્પજ્ઞને મળતી જ રહી છે.

મારા પર સતત વરસી રહેલી તેઓશ્રીની અચિંત્ય કૃપાનું વર્ણન હું કયા શબ્દોમાં કરું ? સંયમજીવનના ૧૫ વરસના પર્યાયમાં મને તેઓશ્રી તરફથી જે વાત્સલ્ય મળ્યું છે તે વાત્સલ્યે મને નિતનવા શુભભાવોમાં રમતો રાખ્યો છે!... જ્યાં ક્યાંય પણ પ્રમાદવશ કે અજ્ઞાનતાવશ તેઓશ્રીની ઇચ્છા વિરુદ્ધ વર્ત્યો છું ત્યાં તેઓશ્રીએ મને સુધારવા ક્યારેક કઠોર શબ્દોમાં તો ક્યારેક કોમળ શબ્દોમાં અમૂલ્ય પ્રેરણાઓ આપી છે. પરમાત્મભક્તિમાં એકાકાર કરી દેતી તેઓશ્રીની ઉછળતી ભક્તિએ મને યત્કિંચિત્ પ્રભુભક્તિમાં તદાકાર બનાવ્યો છે. એક ક્ષણ પણ પ્રમાદમાં ન જાય તેની તકેદારી રાખી પોતાના જીવનને સ્વાધ્યાયાદિમાં ઓતપ્રોત રાખતા તેઓશ્રીના સ્વાધ્યાયમય બની ગયેલા જીવને મારા જેવા અભણમાં પણ કંઈક અંશે સ્વાધ્યાયનો રસ જગાડયો છે. ટૂંકમાં આ જીવનમાં જે કાંઈ સુંદર દેખાય છે તે તેઓશ્રીના મજબૂત આલંબનને આભારી છે...પ્રમાદાદિના કારણે જે કાંઈ દોષો મારા જીવનમાં સેવાય છે તે મારી કમજોરીને આભારી છે. વર્ધમાન તપની ૧૦૮ આયંબિલ ઓળીના આરાધક આ પૂજ્યશ્રીએ જૈનશાસનને મહાન સંયમીઓ, પ્રભાવક પ્રવચનકારો, તેજસ્વી લેખકો, અનેક દેશવિરતિધરો વગેરેની

પશુનો અર્થ માત્ર જાનવર નથી...પણ જે 'પાશ'–બંધનમાં છે તે પશુ છે...ચાર પગવાળા પશુઓને દૃશ્ય બંધન છે...આપણે બધા અદૃશ્ય બંધનમાં છીએ...આ બંધનો બંધન તરીકે દેખાય પછી છૂટવાનું મન થાય...

ચારે ય બાજુ જુઓ ને !...હાથીને સાંકળનું બંધન છે...સાપને કરંડિયાનું બંધન છે...વાઘને પાંજરાનું બંધન છે...ઝવેરાતને તિજોરીનું બંધન છે...નદીને કિનારાનું બંધન છે ..તંબૂરાને તારનું બંધન છે...અરે ! ગામડામાં ઢોરો બહાર ચરવા જાય...પણ ચરીને જ્યારે પાછા આવે ત્યારે ચરાવનારો તો ઢોરોને પાદરમાં જ મૂકી દે...પરંતુ સહુ પશુઓ પોતપોતાની મેળે જ પોતાના માલિકને ત્યાં આવી જાય...એટલું જ નહિ...ઘરે આવ્યા પછી માલિક જો અંદર હોય તો બહાર ઊભું ઊભું ભાંભરે...જેથી માલિકને ખબર પડે કે પશુ આવી ગયું...માલિક બહાર આવીને તેને ખીલે બાંધી દે છે...ઢોર જેવું ઢોર ખીલે બંધાવા તૈયાર છે કારણ તેને ખબર છે કે મને બાંધનારો મારું પાલન અને રક્ષણ બન્ને કરવાનો જ છે ! ઘાસ, કપાસિયા, ગોળ, ખોળ વગેરે આપવા દ્વારા પાલન કરે...જંગલી જાનવરોથી બચાવવા રૂપ રક્ષણ કરે !...પરંતુ જે ઢોર ખીલે બંધાવા તૈયાર ન હોય તેને હરાયું ઢોર કહેવાય. ખાવાનું કાંઈ મળે નહિ અને માર ખાધા વિના રહે નહિ !

આ ઉત્તમ જીવનમાં કમસે–કમ આપણે આપણો નંબર હરાયા ઢોરમાંથી તો કાઢી જ નાખીએ...તરણતારણ શ્રી જિનાજ્ઞાના ખીલે બંધાઈ જઈએ !... દેવાધિદેવ શ્રી અરિહંત પરમાત્માના ઘણા વિશેષણોમાંનું એક વિશેષણ 'મહાગોપ'નું છે. ગોવાળ જેમ ગાયનું પાલન–રક્ષણ બન્ને કરે છે તેમ શ્રી અરિહંત પરમાત્મા પણ શરણે આવેલા જીવોનું આચાર દર્શાવવા દ્વારા પાલન તથા વિષય–કષાયોરૂપી લૂંટારાઓથી આત્માને બચાવવા દ્વારા આત્મગુણોનું રક્ષણ કરે છે...વાસનાના બંધનમાંથી છૂટવાની ઇચ્છાવાળાએ શ્રી જિનાજ્ઞાનું બંધન સ્વીકારવું જ જોઈએ અને હકીકતમાં આ બંધન, એ બંધન નથી પરંતુ શાશ્વતકાળ માટે મુક્ત બનાવનારું અણમોલ સાધન છે.

પરંતુ એ માટે સૌથી પહેલાં આપણે ક્યાં ઊભા છીએ તે તો જાણી જ લેવું જોઈએ...

અમેરિકન ઉદ્યોગપતિ હૂકર એક વાર પોતાનું હેલિકોપ્ટર લઈને એક શહેરમાંથી બીજા શહેરમાં જઈ રહ્યો હતો. અમુક અંતર કાપ્યા પછી મશીનરીની કોઈ ખામીના કારણે હેલિકોપ્ટર આકાશમાં ગોથા ખાવા લાગ્યું...હૂકરે હેલિકોપ્ટર નીચે ઉતાર્યું. ચારે ય બાજુ અઢળક ઝાડો...જંગલ જેવું વાતાવરણ...ક્યાંય કોઈ દેખાય નહિ...

હુકર મૂંઝાયો...'કોઈ આવે છે કે નહિ' તે જોવા ઝાડ પર ચઢયો... દૂરથી એક માણસ આવતો દેખાયો...હુકરને આશા બંધાઈ કે ચાલો, હવે બધી મુશ્કેલીઓનો અંત આવી જશે...

પેલો છેક હુકરની પાસે આવી ગયો...

હુકરે પ્રશ્ન પૂછ્યો, Is Here Bus-Stop ?

પેલાએ જવાબ આપ્યો, I Don't Know.

Where is Railway Station ?

I Don't Know.

Is Here Air-port ?

I Don't Know.

એક જ સરખા જવાબ સાંભળી હુકર પેલા ગમાર જેવા દેખાતા માણસ પર ગરમ થઈ ગયો...

'I think that you don't know anything !'

પેલાએ જવાબ આપ્યો, 'No, No. Sir ! I know more than you !'

હુકરનો પિત્તો ફાટયો, 'What do you know more than me ?'

પેલો કહે, 'I know where I am, but you don't know where you are !'

હુકર આ સાંભળી સ્તબ્ધ થઈ ગયો....

આધ્યાત્મિક જગતમાં પણ આવું જ છે...ભવમાં ભૂલા પડેલા આપણુને બીજી બધી બાબતોની ખબર ઓછી હશે તો ચાલશે, પરંતુ આપણે કયાં છીએ તેની ખબર નહિ હોય તો નહિ જ ચાલે અને જે દિવસે આપણા સ્થાનની આપણુને ખબર પડી જશે તે દિવસથી જ જીવનમાં અનેક પ્રકારનાં પરિવર્તનો સ્વાભાવિક આવતાં જશે...

અત્યારે આપણે ખૂબ મહત્ત્વના સ્થાને છીએ...દેવ-નારક-તિર્યંચોના અવતાર કરતાં મનુષ્યનો અવતાર અતિ મહત્ત્વનો છે. સાથે જ અતિ જોખમી છે...કીડી કીડી તરીકે જન્મીને કીડી તરીકે જ મરી જાય છે...દેવ દેવ તરીકે જન્મીને દેવ તરીકે જ મરી જાય છે...ગધેડો ગધેડા તરીકે જન્મીને ગધેડા તરીકે જ મરી જાય છે...આપણે કયારે ય કૂતરાને એમ નથી કહેતા કે તું ગધેડા જેવો છે...કે તું દેવ જેવો છે ! જયારે ખરાબ માણસને ઘણા એમ કહે છે કે તું

પશુનો અર્થ માત્ર જાનવર નથી...પણ જે 'પાશ'–બંધનમાં છે તે પશુ છે...ચાર પગવાળા પશુઓને દશ્ય બંધન છે...આપણે બધા અદશ્ય બંધનમાં છીએ...આ બંધનો બંધન તરીકે દેખાય પછી છૂટવાનું મન થાય...

ચારે ય બાજુ જુઓ ને !...હાથીને સાંકળનું બંધન છે...સાપને કરંડિયાનું બંધન છે...વાઘને પાંજરાનું બંધન છે...ઝવેરાતને તિજોરીનું બંધન છે...નદીને કિનારાનું બંધન છે...તંબૂરાને તારનું બંધન છે...અરે ! ગામડામાં ઢોરો બહાર ચરવા જાય...પણ ચરીને જ્યારે પાછા આવે ત્યારે ચરાવનારો તો ઢોરોને પાદરમાં જ મૂકી દે...પરંતુ સહુ પશુઓ પોતપોતાની મેળે જ પોતાના માલિકને ત્યાં આવી જાય...એટલું જ નહિ...ઘરે આવ્યા પછી માલિક જો અંદર હોય તો બહાર ઊભું ઊભું ભાંભર...જેથી માલિકને ખબર પડે કે પશુ આવી ગયું...માલિક બહાર આવીને તેને ખીલે બાંધી દે છે...ઢોર જેવું ઢોર ખીલે બંધાવા તૈયાર છે કારણ તેને ખબર છે કે મને બાંધનારો મારું પાલન અને રક્ષણ બન્ને કરવાનો જ છે! ઘાસ, કપાસિયા, ગોળ, ખોળ વગેરે આપવા દ્વારા પાલન કરે...જંગલી જાનવરોથી બચાવવા રૂપ રક્ષણ કરે !...પરંતુ જે ઢોર ખીલે બંધાવા તૈયાર ન હોય તેને હરાયું ઢોર કહેવાય ..ખાવાનું કાંઈ મળે નહિ અને માર ખાધા વિના રહે નહિ !

આ ઉત્તમ જીવનમાં કમસે–કમ આપણે આપણો નંબર હરાયા ઢોરમાંથી તો કાઢી જ નાખીએ...તરણતારણ શ્રી જિનાજ્ઞાના ખીલે બંધાઈ જઈએ !... દેવાધિદેવ શ્રી અરિહંત પરમાત્માના ઘણા વિશેષણોમાંનું એક વિશેષણ 'મહાગોપ'નું છે . ગોવાળ જેમ ગાયનું પાલન–રક્ષણ બન્ને કરે છે તેમ શ્રી અરિહંત પરમાત્મા પણ શરણે આવેલા જીવોનું આચાર દર્શાવવા દ્વારા પાલન તથા વિષય–કષાયોરૂપી લૂંટારાઓથી આત્માને બચાવવા દ્વારા આત્મગુણોનું રક્ષણ કરે છે...વાસનાના બંધનમાંથી છૂટવાની ઇચ્છાવાળાએ શ્રી જિનાજ્ઞાનું બંધન સ્વીકારવું જ જોઈએ અને હકીકતમાં આ બંધન, એ બંધન નથી પરંતુ શાશ્વતકાળ માટે મુક્ત બનાવનારું અણમોલ સાધન છે.

પરંતુ એ માટે સૌથી પહેલાં આપણે કયાં ઊભા છીએ તે તો જાણી જ લેવું જોઈએ...

અમેરિકન ઉદ્યોગપતિ હૂકર એક વાર પોતાનું હેલિકોપ્ટર લઈને એક શહેરમાંથી બીજા શહેરમાં જઈ રહ્યો હતો. અમુક અંતર કાપ્યા પછી મશીનરીની કોઈ ખામીના કારણે હેલિકોપ્ટર આકાશમાં ગોથા ખાવા લાગ્યું...હૂકરે હેલિકોપ્ટર નીચે ઉતાર્યું. ચારે ય બાજુ અઢળક ઝાડો...જંગલ જેવું વાતાવરણ...કયાંય કોઈ દેખાય નહિ...

હુકર મૂંઝાયો...'કોઈ આવે છે કે નહિ' તે જોવા ઝાડ પર ચઢયો... દૂરથી એક માણસ આવતો દેખાયો...હુકરને આશા બંધાઈ કે ચાલો, હવે બધી મુશ્કેલીઓનો અંત આવી જશે...

પેલો છેક હુકરની પાસે આવી ગયો...

હુકરે પ્રશ્ન પૂછ્યો, Is Here Bus-Stop ?

પેલાએ જવાબ આપ્યો, I Don't Know.

Where is Railway Station ?

I Don't Know.

Is Here Air-port ?

I Don't Know.

એક જ સરખા જવાબ સાંભળી હુકર પેલા ગમાર જેવા દેખાતા માણસ પર ગરમ થઈ ગયો...

'I think that you don't know anything !'

પેલાએ જવાબ આપ્યો, 'No, No. Sir ! I know more than you !'

હુકરનો પિત્તો ફાટયો, 'What do you know more than me ?'

પેલો કહે, 'I know where I am, but you don't know where you are !'

હુકર આ સાંભળી સ્તબ્ધ થઈ ગયો....

આધ્યાત્મિક જગતમાં પણ આવું જ છે...ભવમાં ભૂલા પડેલા આપણને બીજી બધી બાબતોની ખબર ઓછી હશે તો ચાલશે, પરંતુ આપણે કયાં છીએ તેની ખબર નહિ હોય તો નહિ જ ચાલે અને જે દિવસે આપણા સ્થાનની આપણને ખબર પડી જશે તે દિવસથી જ જીવનમાં અનેક પ્રકારનાં પરિવર્તનો સ્વાભાવિક આવતાં જશે...

અત્યારે આપણે ખૂબ મહત્ત્વના સ્થાને છીએ...દેવ-નારક-તિર્યંચોના અવતાર કરતાં મનુષ્યનો અવતાર અતિ મહત્ત્વનો છે. સાથે જ અતિ જોખમી છે...કીડી કીડી તરીકે જન્મીને કીડી તરીકે જ મરી જાય છે...દેવ દેવ તરીકે જન્મીને દેવ તરીકે જ મરી જાય છે...ગધેડો ગધેડા તરીકે જન્મીને ગધેડા તરીકે જ મરી જાય છે...આપણે કયારે ય કૂતરાને એમ નથી કહેતા કે તું ગધેડા જેવો છે...કે તું દેવ જેવો છે ! જયારે ખરાબ માણસને ઘણા એમ કહે છે કે તું

બિલકુલ ગધેડા જેવો છે...સારા માણસને એમ કહે છે કે તું દેવ જેવો છે...!! આ દેખાડે છે કે માણસ માણસ તરીકે જન્મીને માણસ તરીકે જ મરે તેવું નથી... એ પોતાનાં કુકૃત્યોથી નીચે ય જઈ શકે છે તો પોતાના સુકૃત્યોથી ઉપર પણ જઈ શકે છે...જ્યારે આ બન્ને પ્રકારની સંભાવના આપણા માટે હોય ત્યારે આપણી સાવધાની કેટલી હોય ?...પ્રત્યેક વિચાર–વાણી–વર્તાવ આપણા કેટલા સાવચેતી-ભર્યા હોય ?

ભૂલશો નહિ...આપણે આ જીવનમાં 'હિટલર' જેવા પાપી બનવાની ભૂમિકા સુધી પહોંચી શકીએ તેમ છીએ તો 'વીરપ્રભુ'ની જેમ પરમ સ્વરૂપને સંપૂર્ણ નહિ તો ય અલ્પાંશે પ્રગટ કરવાની કક્ષા સુધી પણ જઈ શકીએ તેમ છીએ...શું કરવું તેનો નિર્ણય આપણે કરવાનો છે...અનંતગુણોના સ્વામી બની શકવાની શક્યતા-વાળા ભવમાં આડા–અવળા ફાંફા શા માટે મારવા ?

આ બંધનોમાંથી સર્વથા મુક્ત બનાવી દેનારું વર્તમાનકાળમાં કોઈ સુંદર સાધન હોય તો તે સર્વવિરતિ જીવન છે...એ જીવનની પ્રાપ્તિ માટે આત્મા ગુણોની અમુક ભૂમિકાએ પહોંચવો ખૂબ જરૂરી છે. સર્વવિરતિ...દેશવિરતિ...સમ્યગ્દર્શન અને માર્ગાનુસારીના ગુણો...આ બધા આત્માને સદ્‌ગતિગામી બનાવનારાં પગથિયાંઓ છે. માર્ગાનુસારી ગુણોની પ્રાપ્તિ પછી આત્માને ઉપરના સમ્યગ્દર્શનાદિ ગુણો પામવા લગભગ સરળ બની જાય છે...એ માટે સૌથી પહેલાં માર્ગાનુસારીના ૩૫ ગુણોમાંથી શરૂઆતના ૧૧ કર્તવ્યોનું આપણે વિસ્તારથી દિગ્દર્શન કરવાનું છે...

---

### કરુણતા

પૈસાના લોભીને મનુષ્યના હૃદયની ધડકન કરતાં રૂપિયાની ધડકન વધુ સંભળાતી હોય છે અને એટલે જ લોભી માણસ પૈસા ખાતર છેલ્લી હદ સુધીની ક્રૂરતા આચરતો હોય છે !

## १. ન્યાયસંપન્નવિભવ



માનવજીવનનાં ઊંચાં મૂલ્ય ગુણસંપન્નતા ઉપર છે...સંજ્ઞાધીન...કષાયાધીન જીવન તો ક્ષુદ્ર કીડી-મંકોડા વગેરે પણ જીવે છે...પરંતુ તેનું કોઈ ઊંચુ મૂલ્ય અંકાતું નથી...માનવ પણ જો એવું જ જીવન જીવે તો તેમાં વિશેષતા શી? ઉચ્ચ માનવભવની પ્રાપ્તિની સફળતા શી? માટે જ જીવન તો એવું જ જીવવું જોઈએ કે ગુણ-સુલભ સુંદર ભવોની પરંપરા આત્મા માટે ઊભી થાય...માર્ગાનુસારી ગુણો ઇહલોક-પરલોક બન્નેને સુધારનારા છે...સમ્યગ્દર્શનાદિ ઉપર-ઉપરના ગુણોની પ્રાપ્તિને સુલભ બનાવનારા છે...માટે જ જીવનને ગુણસંપન્ન બનાવવા પુરુષાર્થ કરવો જોઈએ...

આ માર્ગાનુસારી ગુણોમાં સૌથી પ્રથમ ગુણ છે: **ન્યાયસંપન્નવિભવ...** ગૃહસ્થજીવનમાં સૌથી મોટો પ્રશ્ન આજીવિકા કમાવાનો રહે છે...એનું ઉપાર્જન ન્યાય-નીતિ જાળવીને કરવું જોઈએ...કેમકે એથી જીવ નિશ્ચિંત રહે છે...મન પવિત્ર રહે છે...જ્યારે અન્યાયીને ભય-શંકા-અપવિત્ર દિલ વગેરેથી ભારે અશાંતિ રહ્યા કરે છે...

### આ ગુણને આપણે વિસ્તારથી જોઈએ...

કર્માધીન-કુસંસ્કારાધીન આત્મા માટે વાસનાની ગુલામી ખતરનાક છે... એ વાસનાની તૃપ્તિ કરાવનારા વિષયો એથી ય ભૂંડા છે...અને એ વિષયોની પ્રાપ્તિને સુલભ બનાવનારા પૈસા તો એથી ય ભૂંડા છે...જો આ પૈસાની પ્રાપ્તિને ન્યાયસંપન્નતાથી બાંધી દેવામાં આવે તો જીવનમાં અઢળક પાપો સ્વાભાવિક રીતે ઓછા થઈ જાય...પરંતુ જ્યાં સુધી જીવને 'પૈસા' પ્રત્યે હેયતાની બુદ્ધિ પેદા ન થાય, 'ન્યાયસંપન્નતા' પ્રત્યે ઉપાદેયતાની બુદ્ધિ પેદા ન થાય, ત્યાં સુધી આ ગુણને આત્મસાત્ કરવો બહુ મુશ્કેલ છે...અને આ ગુણ આત્મસાત્ ન થાય તો ક્યારેક આત્માને ઇહલોકમાં પણ ભયંકર કષાયો કરાવી દુર્ગતિમાં રવાના કરી દે છે...

## બની ગયેલી સત્ય હકીકત

૬૦ લાખ રૂ.નો આસામી એક શેઠ...કોઈ કાઠી પાસે ૧૦૦૦ રૂ. લેણા હશે...પેલો કાઠી આપવા માટે આવ્યો...શેઠ! લો આ ૧૦૦૦ રૂ. અને ખાતું ચૂકતે કરો...

શેઠે રૂપિયા લઈ ખાતું ચૂકતે કર્યું. પછી કાઠી બોલ્યો, 'શેઠ! ફરીવાર' મારા નામે ૪૦૦ રૂ. લખીને મને આપો...ત્રણ-ત્રણ વરસનો કારમો દુકાળ ચાલે છે...આ વરસે સારા વરસાદની આગાહી છે...પાક સારો ઊતરશે તો તમારા પૈસા દૂધે ધોઈને પાછા આપી જઈશ. શેઠ! ઘરમાં ખાવાના વાંધા છે...હળે જોડવા માટે બળદિયા નથી...હું અને મારી ઘરવાળી હળે જોડાઈને ખેતી કરશું ત્યારે માંડ ખેતી થશે...મહેરબાની કરીને બિયારણ લાવવા માટે ૪૦૦ રૂ.ની રકમ આપો.'

'જા...જા...નાલાયક! શરમ નથી આવતી પૈસા માંગતા?' 'શેઠ!'...પેલા કાઠીએ પછેડી પાથરી...'દયા કરીને આ વખતે રૂપિયા આપો...પછી નહિ માંગવા આવું...'

'હરામખોર! તારા બાપે અહીંયા પૈસા દાટયા છે તે માંગવા આવ્યો છે? ઊઠ! ઊતર નીચે!'

શાસ્ત્રકારોએ લક્ષ્મીનું ફળ અભિમાન બતાવ્યું છે...

સંપત્તિનો નશો એવો છે કે અભિમાન પેદા કરાવી દે...

'શેઠ!...'ગાળો સાંભળીને કાઠીનો પિત્તો ફાટયો, 'પૈસા ન આપવા હોય તો ન આપતા...પણ મોઢું સંભાળીને બોલો...નહિતર મારા જેવો 'ભૂંડો કોઈ નથી...'

'જા...જા...તારાથી થાય તે કરી લે..'

કાઠી દુકાનમાંથી નીચે ઊતરી ગયો. કારમી ગરીબી...ભયંકર ભૂખ... અંધકારમય ભાવિ...પડતા પર પાટા જેવી સાંભળવી પડેલી ગાળો...આ બધાએ કાઠીને ઉશ્કેર્યો...પાસે રહેલા પૈસાથી ઘાસતેલનો ડબ્બો ખરીદી લાવ્યો..બપોરના એક વાગે દુકાન પર ચઢી ગયો...ગાદી પર શેઠ બેઠેલા...અડધો ડબ્બો પોતાના શરીર પર છાંટી બાકીનો અડધો ડબ્બો શેઠ પર છાંટી દિવાસળી લગાવી...શેઠને વળગી ગયો...

આગ લબકારા દેવા લાગી...કાઠીની ભીંસમાંથી છૂટવા શેઠે ઘણી મહેનત કરી...પણ કાઠીની પકડ એવી ભારે હતી કે શેઠ જરા ય ચસકી પણ ન શકે... શેઠે બૂમાબૂમ કરી...એકનો એક છોકરો દોડતો આવ્યો...જીવતા સળગી રહેલા બાપને બચાવવા છોકરો કાઠીને મારવા ગયો...ત્યાં કાઠીએ બૂમ પાડી, 'ત્યાં જ ઊભો રહેજે. - નહિતર તારા બાપની સાથે તને ય લેતો જઈશ...'

છોકરો દીનહીન વદને ઊભો રહ્યો...બાપ અને કાઠી બંને ભડથું થઈને ખલાસ થઈ ગયા...

એકનો એક છોકરો ય બાપને ન બચાવી શકયો...તો ૬૦ લાખ રૂ. ની માતબર રકમ પણ શેઠને ન બચાવી શકી !

આ કરુણ મોતના મૂળમાં તો પૈસા પ્રત્યેની મમતા જ હતી ને ? **જેના જીવનમાં 'સાધ્ય' તરીકે આ ધન ગોઠવાઈ જાય છે તેના જીવનમાં કયાં પાપો ન પ્રવેશે તે પ્રશ્ન છે...કઈ ક્રૂરતા તે ન આચરે તે પ્રશ્ન છે!**

કષાયભરપૂર માનસ...સતત સંકલેશવાળું બની રહેતું ચિત્ત...સુરક્ષા ખાતર ગમે તેને ખતમ્ કરી નાખવાની અંદરમાં ધબકતી વૃત્તિ...દુઃખ-ભરપૂર પાપ-ભરપૂર દુર્ગતિઓની ભેટ ...આ બધું ય ધનની કાતિલ લાલસાને આભારી છે...

માટે તો શાસ્ત્રકાર ભગવંતોએ **કામવાસના કરતાં પણ અર્થવાસના વધુ ભયંકર—અનર્થકારી બતાવી છે.** કામવાસના અમુક સમય પૂરતી જ જાગે...જયારે અર્થવાસના ચોવીસે ય કલાક જીવતી અને જાગતી...! અને આનું ખપ્પર પૂરવા જે ગયો તે બિચારો અમૂલ્ય એવી જિંદગી હારી ગયો !

મોટા ભાગના જીવો એક જૂઠી ભ્રમણામાં જીવી રહ્યા છે કે ભાઈ ! પૈસા હશે તો ભવિષ્યમાં શાન્તિથી જીવી શકાશે..બધી ય જાતની સુરક્ષા આપણને પ્રાપ્ત થશે...પૈસા ન હોય તો કરવાનું શું ? ભિખારીને સમાજમાં કોણ ઊભો રાખે છે ?... 'સર્વે ગુણાઃ કાચ્ચનમાશ્રયન્તે' બધાય ગુણો પૈસામાં રહ્યા છે... ચારે ય બાજુ બોલબાલા પૈસાની જ છે...એટલે ગમે તેમ કરીને પૈસા લાવો... પછી ભલે ને તે પૈસા લાવવાના રસ્તા સાવ હલકી કક્ષાના હોય !... બસ, આ જૂઠી માન્યતાએ તથા 'ધનમાં સુરક્ષાની તાકાત પડી છે'—આ ભ્રામક ખ્યાલે અનેક આત્માઓને અનીતિના રવાડે ચડાવી દીધા છે...

બાકી, હાલત ઊલટી છે...પૈસા વધ્યા પછી સુરક્ષા નથી વધતી, પરંતુ ભય વધે છે...

એક ભાઈને નોકરી કરીને પોતાના ઘરે જતાં વચ્ચે સ્મશાનમાં થઈને જ જવું પડે...રાતના જે દિવસે મોડું થઈ જાય તે દિવસે ભાઈ ખૂબ ડરે...પણ બીજો કોઈ ઇલાજ નહોતો...ભયના કારણે શરીર નબળું પડતું ગયું...

ત્યાં અચાનક ગામમાં એક બાવો આવ્યો...કો'કે આ ભાઈને બાવાની આગળ જઈને આ અંગે સલાહ લેવાની વાત કરી...પેલો બાવા પાસે ગયો... સ્મશાનમાં થઈનેજ જવાના કારણે લાગતા ડરની...તેના કારણે શરીરમાં રહેતી અશક્તિની બાવાને વાત કરી...

બાવાએ તેના કાંડે એક તાવીજ બાંધી આપ્યું..બેટા ! રાતના ૧૨ વાગે પણ તારે સ્મશાનમાં જવું પડે તો જજે...તને જરા ય હરકત નહિ આવે...

પેલો ખુશ થઈને ગયો...પંદર દિવસ બાદ બાવાને મળ્યો...શરીર વધુ સુકાયેલું જોતાં બાવાજીને આશ્ચર્ય...ભાઈ ! આમ કેમ ?

બાવાજી !... સ્મશાનમાં જવાનો ભય તો નીકળી ગયો, પરંતુ નવો ભય ઘૂસી ગયો !... આ તાવીજની સલામતી માટે ૨૪ કલાક ભય રહ્યા કરે છે... તાવીજ ગુમ થઈ જશે તો ?...તેની ચિંતામાં ઊંઘ પણ નથી આવતી !...બાવાજી શું કરે ?

આ જ સ્થિતિ પૈસામાં છે.. **પૈસા ન હોય ત્યારે અસુરક્ષાનો ભય... પૈસા આવ્યા પછી તેની સલામતી અંગેનો ભય !**...આ વિષચક્ર તોડવું કેટલું મુશ્કેલ ! આમ છતાં...

આવો ઉત્તમ ભવ અર્થપ્રાપ્તિ પાછળ જ ન ખર્ચાઈ જાય...જીવનમાં સઘળાં ય પાપોને છૂટો દોર ન મળી જાય...માટે જ્ઞાનીઓએ ધનપ્રાપ્તિ આગળ ન્યાયસંપન્નતા ગોઠવી દીધી...જો ન્યાયસંપન્નતાનો આગ્રહ આવી જાય તો લોભવૃત્તિ પર જબરજસ્ત ફટકો પડી જાય અને લોભવૃત્તિ પર આવી જતું નિયંત્રણ એ સર્વ પાપો પ્રત્યેના નિયંત્રણમાં પરિણમ્યા વિના રહે જ નહિ...કારણ શાસ્ત્રકારોએ સર્વ પાપોના બાપ તરીકે લોભને વર્ણવ્યો છે.

આમ **'ન્યાયસંપન્ન વિભવ'** ને માર્ગાનુસારીના પ્રથમ ગુણ તરીકે મૂકી શાસ્ત્રકારોએ આત્મામાં અનેક ગુણોનો પ્રવેશ સુલભ બનાવી દેવાની ભૂમિકા ઊભી કરી દીધી છે. ધર્માનુષ્ઠાનોનું આચરણ કરનારના જીવનમાં જો આ ગુણનું પ્રાધાન્ય ન હોય તો ક્યારેક અધર્મી જીવો તેના ધર્માનુષ્ઠાનોની નિંદા કરી બેસે છે.

તેમાં ય આ કાળમાં તો આ બાબત ખાસ ખ્યાલમાં રાખવા જેવી છે. નાસ્તિકતા જ્યારે માઝા મૂકતી હોય...દુરાચાર...ભ્રષ્ટાચાર...માંસાહાર કલ્પના બહારના લોકવ્યવહારમાં ફાલ્યા-ફૂલ્યા હોય તેવા ટાઈમમાં આપણું આચરણ એવું તો ન જ હોવું જોઈએ કે જેથી લોકોને ધર્મ તરફ 'સૂગ' ઊભી થાય.

પેલી રામલીલાની કથા ખબર છે ને?

રાવણનું પાત્ર ભજવનારને ખીચડીમાં ઘી ઓછું પડયું... તેણે રાવણ બનવાની ના પાડી દીધી... મેનેજરે બહુ સમજાવ્યો... પણ ન માન્યો તે ન જ માન્યો! છેવટે પડદો ઉંચકાયો... 'રામ' નું પાત્ર ભજવનારે એકત્રિત થયેલી મેદની પાસે જાહેરાત કરી કે 'આજે રાવણને પેટમાં (!) દુ:ખતું હોવાથી તે રામલીલામાં દાખલ નહિ થાય, પરંતુ રામલીલા ચાલુ તો રહેશે જ ! તમારે એટલો ખ્યાલ રાખવાનો કે હું જયારે ડાબી બાજુ હોઉં ત્યારે તમારે મને 'રામ' સમજવો અને હું જમણી બાજુ હોઉ ત્યારે તમારે મને 'રાવણ' સમજવો !'

આપણી હાલત પણ આવી નથી ને ? દેરાસર અને ઉપાશ્રયમાં હોઈએ ત્યારે આપણે 'રામ' ! અને બજારમાં હોઈએ ત્યારે આપણે 'રાવણ !... આવી વિસંવાદિતા આપણા જીવનમાં ન જ હોવી જોઈએ !

વ્યાપક પ્રમાણમાં આજે 'અનીતિ' ફેલાઈ રહી છે ..અને ઘણાના જીવનમાં અનીતિનો પ્રવેશ ખૂબ સરળતાથી થઈ રહ્યો છે. આનું કારણ એ છે કે મોટા ભાગનો વર્ગ અનીતિનું આચરણ કરી રહ્યો છે. જે સમાજની વચ્ચે તમે રહેતા હો તે સમાજમાં ફેલાઈ ગયેલા સઘળાં ય પાપો તમારા જીવનમાં પ્રવેશી જવા બહુ સહેલાં છે. કારણ તેમાં મન સમાધાન શોધી લે છે કે 'હુ એકલો કયાં આ પાપ કરું છું ? બધા ય કરે જ છે ને ?!' બસ, આ વિચાર અઢળક પાપોના પ્રવેશદ્વાર સમો છે. માટે ખૂબ સાવધાન બનીએ ..જીવનના તમામ ક્ષેત્રમાંથી-પછી તે વિદ્યાર્થીપણાની અવસ્થા હોય કે ધંધાદારી પ્રવૃત્તિ હોય... નોકરી હોય કે દલાલી હોય...સત્તાસ્થાન હોય કે સામાજિક હોદ્દાનું સ્થાન હોય-આ અનીતિ-દંભ વગેરેનો સર્વથા ત્યાગ કરી '**ન્યાયસંપન્નતા**' ગુણના પ્રાધાન્યવાળું જીવન બનાવીએ.

---

## ૨. ઉચિત વ્યય



માર્ગાનુસારીના ગુણોમાં ન્યાયસંપન્ન વિભવ પછી બીજા નંબરનો ગુણ છે ઉચિત વ્યય...અર્થાત્ ખર્ચ આવક પ્રમાણે રાખવો...નહિતર મોટાઈ બતાવવા અથવા તો કોઈની દેખાદેખીથી ગજા ઉપરાંત ખર્ચો કરવા જાય તો કાં તો દેવું કરવાનો વખત આવે...કાં તો અન્યાયથી પૈસા લાવવાનો વિચાર ઊભો થાય...અનેક અનર્થોની પરંપરા સર્જાઈ જાય. માટે ખર્ચ પોતાની આવકને નજર સામે રાખી કરવો...આમ કરવાથી, જીવનમાં શાંતિ રહે છે... અન્યાયના માર્ગે જવાનું મન થતું નથી...ભવિષ્યમાં કુટુંબ માટે સલામતી રહે છે...ધર્મક્રિયામાં મન ચોંટે છે...

આજે મોટે ભાગે આ ગુણના પાલનમાં દેવાળું નીકળી ગયું છે...આજુ-બાજુવાળાની સાધન–સામગ્રી જોઈને તેને પોતાના ઘરમાં લાવવાની ગણત્રીથી કેઈ જીવો અન્યાય–અનીતિના રસ્તે ચઢી ગયા...પુણ્યે યારી આપી તો એથી ય આગળ વધી ધંધા વગેરેમાં પણ પારકાની મૂડી રોકી મોટો ધંધો કરતા થઈ ગયા...પછી તો એક પછી એક મર્યાદાઓ તૂટતી ગઈ ..ધંધામાં પોતાની મૂડી પાંચ લાખની હોય...ગામના પંચાણુ લાખ હોય...એક કરોડનું Turn-over કરે...પાપોદય જાગે અને જો સાફ થઈ જાય તો ગામના પંચાણુ લાખ ડૂબે...તેના હિસાબે વ્યક્તિ પરનો...ધર્મ પરનો વિશ્વાસ તૂટે...

આ બધી સંભવિત નુકસાનીમાંથી ઉગરી જવાનો સરળ ઉપાય જ એ છે કે ખર્ચ આવક પ્રમાણે રાખવો...

કહ્યું છે કે–મૂડીનો ચોથો ભાગ વેપારમાં રોકવો...ચોથો ભાગ ઉપભોગમાં... ચોથો ભાગ રાખી મૂકવામાં..ચોથો ભાગ ધર્મમાં ખર્ચવો...આ રીતનો પોતાની મૂડીનો ઉપયોગ થતો હોય તો ધર્મના કાર્યમાં ઉત્સાહથી ધનવ્યય કરી લાભ લઈ શકે...કોઈ સાધર્મિક વગેરેને સમાધિ આપવા...ધર્મમાં સ્થિર કરવા યોગ્ય રકમ પણ ખર્ચી શકે...વેપારાદિ નિશ્ચિંતપણે કરી શકે...

આવક કરતાં વધુ ખર્ચ તે અનુચિત વ્યય છે તેમ જાતના ઉપયોગમાં લાંબો-પહોળો થાય અને ધર્મસાધનામાં કાંઈ ન ખર્ચે કે મામૂલી ખર્ચે તો એ ય અનુચિત વ્યય છે.. મમ્મણ શેઠની જેમ અતિકંજૂસાઈથી રહે તે ય અનુચિત વ્યય છે.

વરસો પહેલાં મુંબઈમાં પાંજરાપોળની ટીપ કરવા ચાર-પાંચ જુવાનીયાઓ નીકળ્યા..'પહેલાં કયાં જવું ?' એ વિચારમાં હતા...ત્યાં એકે કહ્યું, 'હું એક શેઠને ઓળખું છું...ચાલો ત્યાં જઈએ...પહેલું નામ એમનું લખાશે તો આપણી ટીપ સહેલાઈથી પૂરી થઈ જશે...'

બધા ઉપડયા શેઠના ઘરે...શેઠ ચાલીમાં રહેતા હતા...ઉપર ચઢતાં ચઢતાં દાદર પાસે જ શેઠના ઘરની બારી પડતી હતી...તેમાંથી ઝઘડાનો અવાજ સંભળાતો લાગ્યો...'પણ, પંદર દિવસ ચાલે તેવું માચીસ તમે પાંચ દિવસમાં કેમ પૂરું કરી નાંખ્યું ?' શેઠ શેઠાણીને કહેતા હતા. શેઠાણી કહે, 'હું શું કરું ? ચોમાસાનો ટાઈમ છે...દીવાસળીને ભેજ લાગી જાય છે. એટલે મોટા ભાગની દીવાસળીઓ નકામી થઈ જાય છે...' 'તો એ માચીસને ભેજ ન લાગે તેવી જગ્યાએ મૂકતા જાઓ...બાકી, આ રીતે વહેલું માચીસ પુરું થઈ જાય તે ન ચાલે !'

...પેલા જુવાનીયાઓ તો આ સાંભળીને એક બીજાની સામે જોવા લાગ્યા...'આ કંજૂસ પાંજરાપોળની ટીપમાં શું રકમ લખાવશે ?...ચાલો, પાછા વળી જઈએ !' પેલો જુવાનીયો બોલ્યો, 'તમે આ શેઠને ઓળખતા નથી...આટલા પ્રસંગ પરથી તેમની ઉદારતા માટે શંકા ન કરો...ચાલો, આપણે તેમના ઘરે જ જઈએ !'

મન તો માનતું નહોતું...પણ આના આગ્રહથી ગયા...!'

'આવો આવો ભાઈઓ ! અચાનક આ બાજુ કયાંથી ?'...શેઠે આવકાર આપ્યો. 'શેઠ ! પાંજરાપોળની ટીપ કરવા નીકળ્યા છીએ...વિચાર આવ્યો કે ટીપમાં આપનું નામ પહેલું લખાય તો અમારું કામ સરળતાથી પતી જાય...આ ગણત્રીએ આપની પાસે આવ્યા છીએ...' 'ભાઈઓ ! તમે ઘર ભૂલ્યા...

પેલા જુવાનીયાઓ મનમાં વિચારે છે કે 'ઘર તો ભૂલ્યા જ છીએ...પણ હવે શું થાય ?'...આ વિચાર મનમાં રાખીને બોલ્યા, 'કાકા ! અમને વિશ્વાસ જ છે કે અમારો ધક્કો નિષ્ફળ નહિ જાય !' '..લો, લખો મારા ૫૦૧ રૂ..!'

'ના, કાકા ! એટલાથી કામ થાય એવું નથી...ઓછામાં ઓછા ૧૦૦૧ તો જોઈએ જ !'

'ભાઈ ! એટલા બધા તો નહિ...ચાલો, એમ કરો, મારુંય નહિ, તમારું ય નહિ, આપણે વચ્ચે આવીએ ૭૫૧ રૂ. લખો...'

'ના...૧૦૦૧થી ઓછા લીધા વિના અમે અહીંથી ઊભા નથી થવાના...' આ રકઝક અંદર કપડાં સૂકવી રહેલાં શેઠાણી સાંભળતા હતાં...તે બહાર આવ્યાં... શેઠને કહે, 'તમે ય શું આમ છોકરાઓને ટળવળાવો છો? ક્યાં પોતાનું ઘર બનાવવા ટીપ લઈને આવ્યા છે? પાંજરાપોળ માટે ટીપ કરવા આવ્યા છે...૧૦૦૧ નહિ, ૧૨૫૧ રૂ. આપી દો...' શેઠ કબૂલ થઈ ગયા...રકમ રોકડી આપી દીધી... હજી પેલા જુવાનીયાઓના મનમાં મૂંઝવણ છે.. માચીસ માટે ઝઘડો કરનારા શેઠ પણ આ જ અને ૧૨૫૧ રૂ. આપી દેનારા પણ આ જ! શેઠ આ જુવાનીયાઓની મનની મૂંઝવણ કળી ગયા...'કેમ ભાઈઓ! કાંઈ મૂંઝવણ છે? પૂછવું છે?'

'શેઠ! અહિંયા આવતા પહેલાં ઘરમાં થતો માચીસનો ઝઘડો સાંભળ્યો એ સાચો?...કે આ ટીપમાં લખાવેલી રકમનો પ્રસંગ સાચો?'

'ભાઈ! બન્ને સાચા!...કારણ હું માનું છું કે **જે જાતમાં પહોળો તે, પરોપકારમાં સાંકડો...અને જાતમાં સાંકડો, તે પરોપકારમાં પહોળો!...** આપણા સ્વાર્થનાં કામોમાં કરકસર કરીએ તો પરોપકારના કાર્યો કરવાની વખતે દિલ ઉદાર બને...જો જાતના જ ખર્ચાઓ વધારીને બેઠા હોઈએ તો પરોપકારનાં કામોમાં કાપ મૂકવાનું મન થયા વિના રહે નહિ!'

શેઠની આ અનુભવવાણી સાંભળીને જુવાનીયાઓ સ્તબ્ધ થઈ ગયા!..

પરોપકારના કામોમાં આ રીતે લાભ લેવાની શક્યતા ત્યારે જ ઊભી થાય કે જ્યારે બિનજરૂરી ખર્ચાઓ પર કાપ મૂક્યો હોય...ભૂલશો નહિ,—

કંજૂસાઈ એ દોષ છે, પરંતુ કરકસર એ ગુણ છે...
ઉડાઉપણું એ દોષ છે, પરંતુ ઉદારતા એ ગુણ છે...

સ્વાર્થના કામોમાં કરકસર કરો...પરમાર્થના કાર્યોમાં ઉદારતા કેળવો... આ બે ગુણો જીવનમાં અમલી બન્યા પછી આત્મામાં જે સાત્ત્વિક આનંદ ઊભો થાય છે તે અવર્ણનીય છે!

પ્રખ્યાત શિલ્પકાર માયકલ એંજિલોએ રસ્તામાં પડેલો એક પથ્થર જોયો...પથ્થર ગમી ગયો...ઘરે લાવ્યો.. ટાંકણાંઓ વગેરે મારીને તેમાંથી એક નયનરમ્ય મનોહર પ્રતિમા તૈયાર કરી..મ્યુઝીયમમાં મૂકી...હજારો માણસો તે પ્રતિમા જોઈને સ્તબ્ધ થઈ ગયા...

'એંજિલો ! તમે સાવ નકામા ગણાતા પત્થરમાંથી આવી સુંદર પ્રતિમા શી રીતે નિર્માણ કરી શકો છો ?'...કોઈએ પૂછ્યું. એંજિલોએ જવાબ આપ્યો, 'તમે ભૂલ્યા...પ્રતિમા હું નિર્માણ કરતો જ નથી...હું તો પત્થરના વ્યર્થ ભાગોને દૂર કરી દઉં છું..એટલે પ્રતિમા આપોઆપ બહાર ઊપસી આવે છે...પ્રત્યેક પત્થરમાં પ્રતિમા છે જ ! માત્ર તેને જોવા માટે વ્યર્થ ભાગોને દૂર કરવા જરૂરી છે.'

કેટલી સુંદર વાત છે ! અનેક જગ્યાએ આ વાતને આપણે જુદી જુદી રીતે ઘટાવી શકીએ તેમ છીએ... પરંતુ અહિંયા એટલું જ કહેવું છે કે જીવનમા વ્યર્થને દૂર કરો તો સાર્થક આપોઆપ પ્રગટ થઈ જશે...આને થોડું વ્યવસ્થિત સમજીએ...

જીવનમાં બે પ્રકારનાં પાપો છે... **કેટલાંક પાપો આપણી પાછળ પડયાં છે...જયારે કેટલાંક પાપોની પાછળ આપણે પડયા છીએ**...જીવન ટકાવવા માટે જરૂરી ખાવા-પીવા વગેરેમાં જેટલા પાપો છે તે પાપો આપણી પાછળ પડયાં છે, પરંતુ કેટલાંક પાપો એવાં છે કે જેને ન સેવીએ તો ય જીવન વ્યવસ્થિત ચાલી શકે.. તેવા પાપોનું સેવન જો મજેથી થતું હોય તો તેનો અર્થ એ થયો કે તે પાપોની પાછળ આપણે પડયા છીએ...

રેડિયો, ટી. વી., વિડિયો, રેફ્રીજરેટર, એરકંડીશનર, હોટલ, નાટક, મેચ, રેસકોર્સ વગેરે પાપો જીવન ટકાવવા માટે બિલકુલ બિનજરૂરી છે...શાસ્ત્રકાર ભગવંતો આવાં પાપોને અનર્થદંડનાં પાપો કહે છે..જો આપણા જીવનમાથી વ્યર્થ એવાં અનર્થદંડનાં પાપો નીકળી જાય તો પછી અર્થદંડનાં પાપોમાં પણ કાપ મૂકવાનું મન થાય !...અને સામી બાજુ સાર્થક એવા ધર્મસ્થાનોમાં સદ્‌વ્યય કરવાનું મન પણ થતું જાય...

આજે વ્યર્થ ચીજોની પ્રાપ્તિ પાછળ ખર્ચાઓ ખૂબ વધ્યા છે...અને તેના કારણે ધર્મોદ્ધાસ્થાનોમાં ખર્ચ કરવામાં દિલ સાંકડાં બન્યા છે...!...જો નક્કી કરી દઈએ, કે જીવનમાં આ વ્યર્થ પાપોને અને એ પાપોની પુષ્ટિ કરાવનારાં સાધનોની પ્રાપ્તિ માટેના વ્યર્થ ખર્ચાઓને તિલાંજલિ જ દઈ દેવી છે, તો માર્ગાનુસરીના 'ઉચિત વ્યય' ના આ બીજા ગુણને આત્મસાત્ કરવામાં જરાય વાંધો નહિ આવે...

ભૂલતા નહિ આ વાતને, કે 'હાથીના મોઢામાંથી દાણો પડી જાય તો તેમાં હજારો કીડીઓ પોતાનું પેટ ભરી શકે'...તેમ સુખી શ્રીમંત માણસના વ્યર્થ ખર્ચાઓ બંધ થઈ જાય તો અનેક સીદાતાં સાધર્મિકોનાં કુટુંબો ધર્મમાં સ્થિર થઈ જાય...સાતે ય ક્ષેત્રો છલકાઈ જાય...

એક ગામમાં અમે ચોમાસુ રહેલા...પાર્શ્વનાથ ભગવાનની આરાધના નિમિત્તે સંઘમાં સામુદાયિક અટ્ઠમ ચાલુ થયા...પ્રત્યેક અટ્ઠમ તપના આરાધકને ૨–૨ કિલો સાકરની પ્રભાવના જાહેર થયેલી...લગભગ ૨૦૦ જેટલા ભાગ્યશાળીઓ આ આરાધનામાં જોડાયા...

પારણાને દિવસે સવારે એક ભાઈ મને વહોરવા લઈ જવા માટે વિનંતિ કરવા આવ્યા...તેમના ઘરમાં સાત અટ્ઠમ હતા...હું વહોરવા ગયો...

ઘરમાં 'ધર્મલાભ' કહીને પ્રવેશ કર્યો... રસોડામાં ગયો... તે ભાઈએ તપેલીમાં રહેલા ગોળના પાણીની વિનંતિ કરી...હું તો સ્તબ્ધ થઈ ગયો... થોડું પાણી વહોરી લીધું... પછી જ્યારે તે ભાઈ ઉપાશ્રયે આવ્યા ત્યારે મેં તેમને પૂછ્યું, 'ઘરમાં બધાયને અટ્ઠમ હતા...તો ય પારણામાં ખાલી ગોળનું પાણી જ !..'

સાંભળતા તે ભાઈની આંખમાં આંસુ આવી ગયાં.. 'મહારાજ સાહેબ! ખાવાના વાંધા છે...આ તો અટ્ઠમવાળાને ૨–૨ કિલો સાકરની પ્રભાવના જાહેર થયેલી તે હિસાબે ઘરના બધા ય અટ્ઠમમાં જોડાઈ ગયા...સાત જણને ૧૪ કિલો સાકર આવશે તો સહેજે ૧૦–૧૫ દિવસ નીકળી જશે.. આ ગણત્રીએ અમે સહુએ અટ્ઠમની આરાધના કરી છે !...બાકી ઘરમાં અનાજનો દાણો ય નથી...! ...દૂધ...રાબ...મગ તો અમને જોવા ય મળે તેમ નથી !'

...સાધર્મિકની નબળી સ્થિતિનો આ કેવો કરુણ ચિતાર !...સિનેમા-હોટલ-નાટક...મોજશોખ વગેરેની પાછળ માત્ર મનોરંજન ખાતર લાખો રૂપિયા વેડફી નાખનાર શ્રીમંત વર્ગ જો આ 'ઉચિત વ્યય'ના ગુણને જીવનમાં અપનાવી લે તો...સાત ક્ષેત્રમાંથી એક પણ ક્ષેત્ર દૂબતું ન દેખાય...જગતમાં જૈનશાસનની અભૂતપૂર્વ પ્રભાવના થાય...અનેક આત્માઓ ધર્મમાં સ્થિર થઈ જાય...અરે! જીવનમાં પરોપકાર કરવાનો આનંદ કેવો સાત્ત્વિક છે તેનો આંશિક ખ્યાલ પણ આવી જાય...અને તેમાં આગળ વધતાં વધતાં પરોપકારનું વ્યસન પડી જાય...

આમ, અનેક ગુણોને ખેંચી લાવના આ 'ઉચિત વ્યય'ને જીવનમાં અપનાવી, આત્માને અન્ય ગુણોની પ્રાપ્તિ માટે લાયક બનાવતા જાઓ.

---

## ૩. ઉચિત વેશ

  

માર્ગાનુસારી ગુણોમાં ત્રીજા નંબરનો ગુણ છે ઉચિત વેશ...ઉચિત વેશ એટલે ૧. અનુદ્ભટ વેશ...૨. પોતાની સામાન્ય, મધ્યમ કે શ્રીમંત સ્થિતિને છાજતો વેશ...

વર્તમાનકાળે ઉચિતવેશના બન્ને પ્રકારમાં મોટે ભાગે દેવાળું નીકળી ગયું છે...આને આપણે વિસ્તારથી વિચારીએ...

આત્મા પર અનાદિકાળના કુસંસ્કારો છે...અસંખ્યકાળનાં કર્મો ચોંટેલાં છે. જે જે ગતિમાં જીવ જાય છે તે તે ગતિમાં નિમિત્તોને આધારે તે તે કર્મો ઉદયમાં આવે છે...સુસંસ્કારોની જબરદસ્ત મૂડી હોય તો ખરાબ નિમિત્ત સામે આવવા છતાં કોઈ જીવ તેની અસરથી મુક્ત રહી જાય તે વાત જુદી છે...બાકી સામાન્યતયા એમ કહી શકાય કે ખરાબ નિમિત્તો આત્માને મોટે ભાગે ખરાબ બનાવી દે છે...અલબત્ત, ખરાબ નિમિત્તોથી જીવ દૂર રહે તો મોટેભાગે તે ખરાબ ન જ બને તે પણ એટલું જ સાચું છે...એટલે જો જીવને કુનિમિત્તો ન મળે તો તેના જીવનમાં સંભવિત અનેક પ્રકારની કુપ્રવૃત્તિઓ આપોઆપ અટકી જાય... શાસ્ત્રકાર ભગવંતો તો ત્યાં સુધી કહે છે કે **બીજાને દુઃખી બનાવવા એ પાપ છે તેમ બીજાને પાપી બનાવવા એ પણ પાપ છે.**

કુસંસ્કારોને આધીન જીવને કુનિમિત્તોનું દાન એ તેને વિના કારણે પાપી બનાવવાની પ્રવૃત્તિ છે...આમાં પાપી બનનાર જેટલો ગુનેગાર છે તેના કરતાં વધુ ગુનેગાર તો જાણી જોઈને સામાને પાપનું નિમિત્ત આપનાર વ્યક્તિ છે...

પ્રાયઃ બે વરસ પહેલાં 'ટાઈમ્સ ઓફ ઇન્ડિયા' માં એક પ્રસંગ વાંચવામાં આવેલો ..પશ્ચિમના દેશમાં બળાત્કારના ગુના બદલ એક યુવક પર કોર્ટમાં કેસ દાખલ કરવામાં આવ્યો...લગભગ એક મહિના સુધી દલીલ–પ્રતિદલીલ ચાલી...

છેવટે યુવકે આ ગુનાની કબૂલાત કરતાં કહ્યું કે રસ્તામાંથી હું પસાર થતો હતો... મારા મનમાં એવા કોઈ દુષ્ટ વિચારો રમતા જ નહોતા કે હું આવું અકાર્ય કરી બેસું. .પરંતુ એકાએક એ જ રસ્તેથી પસાર થતી આ યુવતી પર મારી દૃષ્ટિ પડી ગઈ ..તેણે પહેરેલાં છેલ્લી ઢબનાં કપડાં અને તેના દ્વારા ઉત્તેજિત થયેલી જાતીય વૃત્તિ,–આનો હું શિકાર બની ગયો...અને અકાર્ય કરી બેઠો. .જે સજા કરો તે ભોગવવા તૈયાર છું...

હકડેઠઠ ભરાયેલ કોર્ટમાં સહુના આશ્ચર્ય વચ્ચે ન્યાયાધીશે તે કન્યાને આ બની ગયેલ પ્રસંગ વખતે જે વસ્ત્રો પરિધાત કરેલા તે વસ્ત્રો પહેરીને આવવા કહ્યું...બાજુમાં જ ઘર હોવાથી કન્યા તે વસ્ત્રો તે જ રીતે પહેરીને તરત આવી...

ન્યાયાધીશે તેની સામે બરાબર તાકીને જોયું...બીજે દિવસે ચુકાદો લખ્યો... કોર્ટમાં વાંચવાની શરૂઆત કરી...

'બળાત્કારના આ ગુનામાં દેખીતી રીતે ગુનેગાર આ યુવક છે...પોતાના ગુનાની તે કબૂલાત પણ કરે છે...આમ છતાં, મારી દૃષ્ટિએ આ યુવક કરતાં પણ વધુ ગુનેગાર આ યુવતી છે કે જેણીએ પોતાના ઉદ્ભટવેશના પરિધાન દ્વારા યુવકના દિલમાં પડેલી જાતીય વૃત્તિને સતેજ કરી છે...મને કહેવા દો કે આ યુવકની જગ્યાએ કદાચ હું હોત તો, હું પણ આવું જ કો'ક અકાર્ય કરી બેસત...એટલે બળાત્કારના આ કેસમાં હું યુવકને બિલકુલ નિર્દોષ છોડી મૂકું છું અને આ યુવતીને ૭ માસની જેલની સજા કરું છું...તદુપરાંત, લાગતા વળગતા સહુને મારી વિનંતિ છે કે સમાજમાંથી જો આવા નીચ કાર્યોને જડમૂળથી ઉખેડી નાખવાં હોય તો તેના મૂળમાં રહેલાં ઉદ્ભટવેશ–સિનેમાનાં અશ્લીલ દશ્યો-માસિકોમાં આવતી બિભત્સ કથાઓ વગેરે પર સખત પ્રતિબંધ લાવી દો ..! જો એ નહિ થાય તો આવા બધા ગુનાઓ સમાજમાં સ્વાભાવિક બનતા જશે...'

કેટલી જોરદાર રજૂઆત છે!. .પશ્ચિમના દેશોનાં અનુકરણ આ દેશમાં ચાલ્યાં છે...યુવક-યુવતીઓનાં ઉદ્ભટવેશનાં પરિધાન જોઈને હમણાં જ એક વિદ્વાને વર્તમાનપત્રમાં આ અંગેના પોતાના વિચારો રજૂ કરતાં લખ્યું છે કે, 'We are wearing the nakedness on the cloth.' આપણે કપડાં નગ્નતા ઢાંકવા નહિ, નગ્નતાને પ્રગટ કરવા પહેરીએ છીએ...!

સામા જીવની ભાવદયા દિલમાં પેદા ન થાય ત્યાં સુધી ઉદ્ભટવેશના પરિધાનનો ત્યાગ મુશ્કેલ છે...જરાક શાંત ચિત્તે વિચાર કરીએ કે મારા આવા વેશના પરિધાનથી કોઈના દિલમાં વાસનાઓ જાગે અને તે જ ટાઈમે તેના પરભવના

તે શિખવાડે! એક જ ભવનો પલટો...સાથે કેટલાય ભાવોનો–કેટલીય પ્રવૃત્તિઓનો પલટો !...બિલાડીના ભવમાં ચોવીશે ય કલાક ઉંદરો મારવાની સતત્ ચાલતી વિચારણા બિલાડીને કદાચ ત્યાંથી વાઘ–વરુના અવતારમાં મોકલી દે... વાઘ-વરુના અવતારમાં નિર્દોષ જીવોને રહેંસી નાંખવાની પ્રવૃત્તિ, ત્યાંથી જીવને નરકમાં મોકલી દે...નરકમાં સેવાના ભયંકર કષાયો એવી જ કો'ક કષાયભરપૂર ગતિની ભેટ આપી દે...આમ સતત દુઃખભરપૂર–પાપભરપૂર દુર્ગતિઓની પરંપરા ચાલ્યા કરે..આમાંથી છૂટવું કેટલું કઠિન?

આ બધા સંભવિત અપાયોને ખ્યાલમાં રાખી ઉદ્ભટવેશનો ત્યાગ કરવો.. સાથે સાથે પોતાની આર્થિક સ્થિતિને અનુસારે વેશ પહેરવો...એને પણ શાસ્ત્રકારો ઉચિત વેશ કહે છે...

એક ગામડિયો રસ્તા પરથી પસાર થતો હતો...સ્ટુડીઓ પર તેની નજર પડી...બોર્ડ લગાડેલું હતું...'તમે જેવા દેખાવા માગો છો તેવો ફોટો પડાવવો હોય તો ચાર્જ ૨ રૂ...તમે હાલમાં જેવા દેખાઈ રહ્યા છો તેવો ફોટો પડાવવો હોય તો ચાર્જ ૧ રૂ...હકીકતમાં તમે જેવા છો તેવો ફોટો પડાવવો હોય તો ચાર્જ ૮ આના !'...ગામડિયો તો અંદર ઘૂસ્યો... ફોટોગ્રાફરે પ્રશ્ન પૂછયો, 'કયો ફોટો પાડવો છે?' ગામડિયો કહે, 'કયો એટલે શું? ૮ આનાનો વળી!' ૨ રૂ. વાળો ફોટો કોઈ પડાવવા અવાતું હશે?'

'ભાઈ!-૮ આનાવાળો ફોટો પડાવનાર તું પહેલ–વહેલો આવ્યો, બાકી બધા તો ૨ રૂ. વાળો ફોટો પડાવવા જ આવે છે!'

આ કથાનો ઉપનય એ છે કે આપણે જેવા છીએ તેવા દેખાવા માંગતા નથી... 'ઉચિત વેશ'ના ગુણની બાબતમાં પણ આ વાત બરાબર લાગુ પડે છે...

એક રાજાના રાજ્યમાં કાયદો હતો કે જેની પાસે જેટલા લાખ રૂપિયા હોય તેટલા દીવા તેણે પોતાના મકાન પર મૂકવા...અને જેટલા કરોડ રૂપિયા હોય તેટલી ધજાઓ લગાડવી...

આ કાયદા પાછળ સંપત્તિના પ્રદર્શનની ઘેલછા નહોતી...પરંતુ એક સુંદર ભાવના હતી...તે એ કે બહારગામથી કોઈ ગરીબ માણસ મદદ માંગવા આવ્યો હોય અથવા તો કોઈ ભાગ્યશાળીઓ ફંડફાળા માટે આવ્યા હોય...તો બીજે કયાંય ન જતાં સીધા આ શ્રીમંતોને ત્યાં જ પહોંચી જાય... અને પોતાનું કામ ખૂબ સરળતાથી પતાવી દે...

એક દિવસ રાજા નગરચર્યા માટે નીકળ્યો છે... એક બંગલા પર પુષ્કળ દીવાઓ બળતા તેણે જોયા... સાથે રહેલા માણસને આ દીવાઓ ગણવાનું કહ્યું... પેલાએ ગણ્યા. .રાજન્ ! કુલ ૮૪ દીવાઓ છે...

સારું... શેઠનું નામ-ઠામ સરનામું યાદ રાખી લીધું...બીજે દિવસે શેઠને રાજદરબારમાં બોલાવ્યા...

'શેઠ ! મકાન પર કેટલા દીવા પ્રગટાવો છો ?'

'હજૂર ! ચોર્યાસી...'

'શેઠ ! ધજા લગાડી દેતા હો તો !... કયારેક કો'ક દીવો પડે તો આગ લગાડી દે ..નુકસાન મોટું થઈ જાય !'

રાજન્ ! આપની વાત તો સાચી છે... પરંતુ કરોડ રૂપિયા થાય પછી 'ધજા લગાડું' ને ?... હમણાં તો ૮૪ લાખ જ છે !'

'ખજાનચી ! રાજની તિજોરીમાંથી શેઠને ૧૬ લાખ રૂ. આપી દો... અને શેઠ ! જાઓ, આજથી આ મકાન પરના બધા દીવાઓ ઉતારી ધજા લગાડી દો...'

રાજા અને પ્રજા વચ્ચેના ઔદાર્યનું આ કેટલું સુંદર દૃષ્ટાંત છે ! આ બધાના મૂળમાં રહેલા તત્ત્વને પકડજો...સ્થિતિસંપન્ન માણસ પોતાની સ્થિતિને છાજતી રહેણી-કરણી, પહેરવેશ વગેરે પહેરતા તેથી લોકપ્રિય બન્યા રહેતા... અને ઉદારતાનાં અનેક કાર્યો કરતા... આને બદલે શક્તિ-સંપન્ન માણસ જો પોતાની સ્થિતિ અનુસાર વેશ ન પહેરે તો લોકમાં કૃપણ તરીકે નિંદાય છે...અને મહાન દાનધર્મના અવસર પણ ગુમાવે છે...એ જ રીતે સામાન્ય સ્થિતિવાળો માણસ જો શ્રીમંતનો વેશ પહેરે તો યાચક વગેરેથી તંગ કરાય છે...તે ઉપદ્રવમાંથી બચવા જો દાન વગેરે કરે તો 'ઉચિત વ્યય'ના ગુણને ધક્કો લાગે છે... 'તમાચો મારીને ગાલ લાલ રાખવા' જેવી દયનીય સ્થિતિનો તે ભોગ બની જાય છે... અસમાધિ વગેરે થવાની સંભાવના પણ ઊભી થાય છે...

આવું કાંઈ ન બને તે માટે 'ઉચિત વેશ'ના ગુણને જીવનમાં અમલી બનાવીએ... 'અનુદ્ભટ વેશ' તથા 'સ્થિતિ અનુસાર વેશ' પહેરીએ અને તેના દ્વારા સ્વ-પરની સદ્ભાવના તથા સદાચાર-સમાધિ-સદ્ગતિ વગેરેને સુરક્ષિત રાખીએ.

---

## ૪. ઉચિત ઘર...



માર્ગાનુસારી ગુણોમાં ચોથા નંબરનો ગુણ છે ઉચિત ઘર...આ ગુણ અનેક રીતે મહત્ત્વનો છે...ઉચિત ઘરના બે અર્થ છે...૧. ઘર કેવું હોવું જોઈએ... ૨. ઘર ક્યાં હોવું જોઈએ...

આને આપણે વિસ્તારથી જોઈએ...

પહેલા નંબરમાં તો રહેવાનું મકાન બહુ બારી-બારણાવાળું ન જોઈએ... નહિતર ક્યારેક ચોર વગેરે ક્યાંકથી પેસી ક્યાંક ચોરી કરીને નીકળી જાય તો ખબર પણ ન પડે..સ્ત્રીઓના શીલ અંગે પણ ભય પેદા થાય...ત્યારે મકાન એક બારણાવાળું પણ ન જોઈએ..કેમકે આગ વગેરે અકસ્માતમાં ઝટ બહાર નીકળી ન શકાય...

આના કરતાં પણ સૌથી મહત્ત્વની વાત હોય તો તે એ છે કે ઘર સારા પાડોશવાળું જોઈએ..

આત્મા પર કુસંસ્કારોનું જોર અનાદિકાળનું છે...પુણ્યયોગે ક્યારેક એ કુસંસ્કારોના જોરને નામશેષ કરી નાખે તેવી ઉત્તમ ધર્મસામગ્રી આ જીવને મળી જાય છે...અને એ સામગ્રીનો સદુપયોગ કરવાનાં અનેક પ્રકારનાં સદ્ આલંબનો પણ તેને મળી જાય છે...આમ છતાં, જો એ સદ્ **આલંબનોના સેવનથી આત્મામાં ઉત્પન્ન થતા શુભભાવોની ઉપબૃંહણા-અનુમોદના કરનાર કોઈ ન મળે અથવા તો નિંદા કરનાર કોઈ મળી જાય તો આ શુભ-ભાવોનો નાશ થતાં વાર નથી લાગતી...**

મમ્મણ શેઠના પૂર્વભવમાં આવું જ બની ગયું ને? મહાત્મા વહોરવા આવ્યા...ભારે ઉલ્લાસપૂર્વક સિંહકેસરીયો લાડવો વહોરાવ્યો...મહાત્મા વહોરીને ગયા પછી પણ, દાનધર્મના સુકૃતની ભારોભાર અનુમોદના તે કરવા લાગ્યો...ત્યાં પાડોશમાં રહેનારો કોઈ મળવા આવ્યો...

'કેમ કાકા ! લાડવો ખાધો ?'

'ના...ના...લાડવો તો મહારાજને વહોરાવી દીધો !'

'શું વહોરાવી દીધો ? ! વહોરાવવા માટે લાડવા ઘણા મળત...આ લાડવો તો સિંહકેસરીયો હતો–સિંહકેસરીયો ! ખાધો છે જિંદગીમાં ?'

'ના ભાઈ...ખાધો તો ક્યારેય નથી...'

'તો લાવો એ ડબ્બો, જેમાં આ લાડવો મૂકયો હતો !'

ડબ્બો લાવ્યા...એ ડબ્બામાં જે જગ્યાએ લાડવાના કણીયા ચોંટી ગયા હતા તે આંગળીથી લઈને આ કાકાની જીભ પર મૂક્યા...'લો, ચાખો ! ખાધો છે આવો લાડવો ક્યારેય ? !...'

'ના ભાઈ..આવો લાડવો તો જિંદગીમાં ક્યારેય નથી ચાખ્યો...'

'બસ ત્યારે, એ જ વાત છે ને ?...જાઓ જાઓ...હજી મહારાજ ઉપાશ્રયે નહિ પહોંચ્યા હોય...પાછો લઈ આવો...'

આ માણસ શું કરી રહ્યો છે ?... સામાના દિલમાં રહેલા શુભભાવોની અનુમોદનાના મહામૂલા સુસંસ્કારોના જથ્થામાં આગ લગાડી રહ્યો છે...કેટકેટલા ભવો પછી શુભભાવોને પ્રગટ કરવાનો...તેમાં વૃદ્ધિ કરવાનો ભવ મળે છે...અને તેમાં પાપોદયે આવા કોઈ અકલ્યાણ–મિત્ર ભટકાઈ જાય તો એ શુભભાવોની વૃદ્ધિ કરવાની વાત તો દૂર રહી, પરંતુ શુભભાવો ટકાવવાય દુષ્કર થઈ જાય છે... **ક્યારેક પતન એટલી હદે થઈ જાય છે કે શુભભાવોની જન્મદાત્રી એવી શુભ પ્રવૃત્તિઓ પ્રત્યે પણ નારાજગી ઉત્પન્ન થઈ જાય છે...**

આ કાકાનું ય એવું જ બન્યું...લાડવો પાછો લાવવા દોડયો મહારાજ પાછળ !..

'મહારાજ ! એ લાડવો પાછો આપી દો...'

'ભાઈ ! તમે તો વહોરાવી દીધો..હવે તમારાથી એ મંગાય નહિ અને અમારાથી એ પાછો અપાય પણ નહિ !'

કોઈ હિસાબે પેલો માને નહિ...મહારાજે એની મનોવૃત્તિ જોઈ લાડવો નીચે ધૂળમાં રગદોળી નાખ્યો...

...આ કાકા વ્યથિત થઈને પાછા ગયા...કરેલા દાનની અનુમોદનાને બદલે ભારોભાર નિંદા કરવા લાગ્યા...અને કરેલા સુકૃતની નિંદાને કારણે અનુબંધ એવા ખરાબ પડી ગયા કે પછીના મમ્મણ શેઠના ભવમાં મગધ સમ્રાટની ઋદ્ધિને

પણ ટક્કર લગાવે તેવી ઋદ્ધિના માલિક બનવા છતાં, તેના પ્રત્યેની કારમી આસક્તિથી મરીને સાતમી નરકમાં રવાના થવું પડયું...'મુનિવરને મોદક પડિલાભી, પછી કરી ઘણી નિંદના રે...જિનરાજકું સદા મોરી વંદના...'

આના મૂળમાં તપાસીએ તો એ જ વાત દેખાશે કે પાડોશ એવો ધર્મ-કાર્યોની અનુમોદના કરનારો નહિ...અને તેથી જ આ જીવ બિચારો સુકૃત કરવા છતાં ય પાછીથી તેની કરેલી નિંદાને કારણે દુર્ગતિમાં રવાના કરી દે તેવા અશુભ અનુબંધોનો ભોગ થઈ બેઠો.

શ્રી પંચસૂત્ર શાસ્ત્ર લખે છે... '**વજ્જિજ્જ્ઞ અધમ્મમિત્તજોગં**' 'અકલ્યાણમિત્રનો ત્યાગ કરવો.' આના ગર્ભિત અર્થમાં એ વાત પણ આવી જ જાય છે કે અકલ્યાણમિત્રો જ્યાં રહેતા હોય તેવા સ્થાનનો ય ત્યાગ કરવો...

જ્યારે શાલિભદ્રના પૂર્વભવમાં આનાથી બિલકુલ ઊલટું જ બન્યું... ભરવાડણનો છોકરો છતાં આજુબાજુના ધર્મી પડોશના સુસંસ્કારોની તેના જીવન પર છાયા હતી...અને તેથી જ તો જિંદગીમાં રડીરડીને પહેલીવાર મળેલી ખીર પણ પોતાના પેટમાં પધરાવતાં પહેલાં મહાત્માના પાત્રમાં વહોરાવવાનો તેને વિચાર આવ્યો...નસીબ એટલું જોર કરતું હતું કે માસખમણને પારણે વહોરવા નીકળેલા મહાત્માનો તેને યોગ પણ મળી ગયો. ભારે ભાવોલ્લાસ સાથે ખીર વહોરાવી દીધી...એ જ રાતના મોત આવ્યું તો ય મોતની જાલિમ વેદના વચ્ચે પણ સુકૃતાનુમોદનાનો દીવડો તેણે જલતો જ રાખ્યો...અને અનુમોદનાના એ દીવડાએ શુભ અનુબંધોની હારમાળા ઊભી કરી દીધી...મરીને ગોભદ્ર શેઠને ત્યાં શાલિભદ્ર તરીકે એ જન્મ્યો...

મમ્મણ શેઠ અને શાલિભદ્ર એ બન્નેના જીવનમાં મહત્ત્વનો ભાગ ભજવવાનું કામ 'પાડોશે' કર્યું. પૂર્વભવમાં સુકૃત તો બન્નેએ કર્યાં હતાં...એકે નિંદા કરીને સુકૃતને બાળી નાખ્યું. બીજાએ અનુમોદના કરીને સુકૃતોની ભવ્ય પરંપરા ખડી કરી દીધી...

આ દૃષ્ટાંતો પરથી ખ્યાલ આવશે કે **સદાચારી–સુસંસ્કારી પાડોશ આપણા જેવા આરંભિક કક્ષાના જીવોને સદ્ આલંબનો આપવા દ્વારા આરાધનામાં કેવો સહાયક થાય છે!**

એક વાત ખ્યાલમાં રાખવા જેવી છે કે ક્ષાયોપશમિક ભાવના ગુણો ચીકણી ભૂમિ જેવા છે...જેમ ચીકણી ભૂમિ પર ચાલવું હોય તો ટેકાની જરૂર

પડે છે, તેમ ક્ષાયોપશમિકભાવના ગુણોને ટકાવવા માટે જીવને સતત સદ્ આલંબનોની જરૂર પડે છે. સદ્ આલંબનો વિના સદ્ગુણોની પ્રાપ્તિ-રક્ષા-વૃદ્ધિ અસંભવિત પ્રાયઃ છે...

આ મુખ્ય વાત સતત જેના ખ્યાલમાં છે તે ગમે તેવા હલકા સ્થાનોમાં જઈને રહે તે વાતમાં માલ નથી...દસ લાખના જોખમ સાથે ટ્રેનમાં મુસાફરી કરનાર માણસની જેટલી સાવધાની હોય તેના કરતા કેઈગણી વધારે સાવધાની આત્માર્થી જીવની હોય...! કારણ ગુમાયેલા રૂપિયા પુણ્ય હોય તો વળી પાછા મેળવી શકાય છે, પરંતુ નાશ પામી ગયેલા ગુણોને પાછા સ્થિર કરવા હોય તો કદાચ ભવોના ભવો પણ ઓછા પડે તેવું ય બની શકે છે !

તમને ખબર છે પેલી વાતની ?..ઢાળ પર સાયકલ ચઢાવવી હોય તો પેડલ સતત લગાવવાં પડે...વચ્ચે જો પેડલ લગાવવાનાં બંધ કરો તો સાયકલ કદાચ નીચે ય ઊતરી જાય...જ્યારે ઢાળ ઉતરવો હોય તો પેડલ લગાવવાની બિલકુલ જરૂર જ નહિ...વગર પેડલ લગાવ્યે ય સડસડાટ સાયકલ નીચે ઊતરી જાય...!

આવું જ છે ધર્મના સંસ્કારોનું !

ધર્મની આરાધના એ ઢાળ પરના ચઢાણ જેવી છે...સતત જાગૃતિ અને પુરુષાર્થ હોય તો જ આત્મામાં ધર્મના સંસ્કારો પડે...જરાક અસાવધ બન્યા... પ્રમાદ સેવ્યો તો તુર્ત જ એ સંસ્કારો નષ્ટ થઈ જતાં વાર ન લાગે...

જ્યારે પાપના સંસ્કારોનું આનાથી બિલકુલ ઊલટું છે. વગર સામગ્રીએ પણ પુર્વના કુસંસ્કારોને કારણે ચિત્ત સતત પાપ-વિચારમય બન્યું રહે છે. તેના માટે મહેનત નથી કરવી પડતી...આ બે બાબતોને નજરમાં રાખીને આત્મગુણોની રક્ષા-પ્રાપ્તિ-વૃદ્ધિ થાય તેવા સ્થાનમાં જ રહેવાનું રાખવામાં આવે તે ખૂબ મહત્ત્વનું છે...

યાદ રાખજો...

**પાપના સંસ્કાર અનાદિના છે.. જ્યારે ધર્મના સંસ્કાર નવા ઊભા કરવાના** છે અને એટલા જ માટે માર્ગાનુસારીના આ ગુણની ભારે મહત્તા છે.

વરસો પહેલાં મોટા ભાગનો વર્ગ ચાલીઓમાં રહેતો હતો., તેમાં રહેવાના અનેક લાભો હતા. જુગાર-દારૂ-માંસાહાર જેવાં ભયંકર કક્ષાનાં પાપો ખુલ્લેઆમ આચરી શકાતાં નહોતાં...આજુબાજુમાં રહેતા લોકોની લાજ-શરમને કારણે પણ અનેક પ્રકારનાં પાપો પર સ્વાભાવિક રીતે કંટ્રોલ રહેતો... આની સાથે પાડોશમાં

થતા ધર્મને જોઈને બાળકોને પણ ધર્મ કરવાની પ્રેરણા થતી. .સ્ત્રીઓના શીલની સ્વાભાવિક રીતે જ રક્ષા થઈ જતી. .સુપાત્રદાનનો પણ અવારનવાર લાભ મળતો ..પાપોદયે ઘરમાં કોઈ દુઃખનો પ્રસંગ આવ્યો હોય તો તેમાં આજુબાજુમાં રહેતા લોકો તરફથી સાંત્વન મળતાં દુઃખમાં પણ સમાધિ રહેતી...આવા **સંભવિત અનેક લાભોની ઘોર ઉપેક્ષા કરીને આજનો મોટા ભાગનો પૈસાદાર વર્ગ સોસાયટીઓમાં રહેવા ચાલ્યો ગયો...**

બ્લોકનાં બારણાં બંધ. સુપાત્રદાનના લાભની શક્યતા નહિવત્ ..બંધ બારણે જુગાર–દારૂ–માંસાહાર–વ્યભિચાર વગેરે અનેક પ્રકારનાં દુર્ગતિજનક પાપો આચરતાં હોય તો તેની કોઈને ખબર પણ ન પડે...સ્ત્રીઓના શીલ માટે ભારે જોખમ...દુઃખમાં આશ્વાસન આપનાર કોઈ મળે નહિ...સુકૃતાચરણનાં આલંબનો મળવાં જ મુશ્કેલ...કોઈ ચોર-લૂંટારુ–ખૂની ઘૂસીને ધન–માલની ચોરી કરી જાય કે કોઈનું ખૂન કરી જાય તો ખ્યાલ પણ ન આવે !...બીજાના દુઃખમાં સાંત્વન આપવા દ્વારા સમાધિપ્રદાનનો લાભ ન મળે...ભિખારી વગેરે તો બિચારા ચડે જ ક્યાંથી ?.. પાપસામગ્રીના ખડકલા વચ્ચે ધર્મના સંસ્કારોની પ્રાપ્તિ–વૃદ્ધિ–રક્ષા એ ત્રણેય મુશ્કેલ ! કેટકેટલાં નુકસાન ?

મુંબઈમાં એક જગ્યાએ એક સાધુ ભગવંત બ્લોકમાં વહોરવા ગયા... બ્લોકમાં પેઠા અને બારણું તુરત બંધ થઈ ગયું...

બહેન વહોરાવતા હતા ત્યાં તેના પતિ દોડતા આવ્યા...'મહારાજ ! આ રાંડને સમજાવો...મારું કાંઈ માનતી જ નથી...!'

ત્યાં બાઈ બોલી, 'બેસી જાઓ સીધા ત્યાં !'

..પેલો ગયો!...પછી બાઈ કહે, 'મહારાજ ! આખો દિવસ બસ દારૂ ઢીંચીને ઘરે બેસી રહે છે ..ગાળો બોલ્યા કરે છે...મારું કાંઈ સાંભળતા નથી. . .શું કરું ?'

...મહારાજ સાહેબ તો તુરત આ ઘરમાંથી બહાર નીકળી ગયા...પણ મૂળ વાત એ છે કે આવાં ઘરો સ્વના સદાચાર માટે તો ઠીક પરંતુ પરના સદાચારના રક્ષણ માટે પણ કેટલાં જોખમી બની જાય છે ! આવા સંભવિત અનેક અપાયોથી બચવા...પાપસંસ્કારોને નામશેષ કરવા. . .શી.લ–સદાચારની રક્ષા કરવા ..સુકૃતોની પરંપરા ખડી કરવા... 'વસુધૈવ કુટુમ્બક'ની ભાવનાને યત્કિંચિત્ અમલી બનાવવા 'ઉચિત ઘર' ના અતિ મહત્ત્વના ગુણને સદાય નજર સામે રાખી તેવા ઘરમાં જ રહેવાનો પ્રયત્ન કરવો એ હિતાવહ છે...

---

## ૫. ઉચિત વિવાહ



પ્રથમ તીર્થંકરભગવંત શ્રી ઋષભદેવ સ્વામીના ૪૦૦-૪૦૦ દિવસના ચોવિહારા ઉપવાસનો તપ ભુલાઈ જશે...તીર્થરક્ષા ખાતર જાનની બાજી લગાડી દેતા સગરચક્રવર્તીના ૬૦,૦૦૦ પુત્રોનાં બલિદાનનો ઇતિહાસ ભુલાઈ જશે... જીવનભર છઠ્ઠને પારણે છઠ્ઠ કરી કાયાની મમતાને તોડી નાખનાર ધન્ના અણગારનો તપ ભુલાઈ જશે...ઘોર અભિગ્રહધારી ભગવંત વીરને પારણું કરાવનાર ચંદનબાળા એક વાર ભુલાઈ જશે... અરે ! ૭-૭ મહિના સુધી ઉપસર્ગોની ઝડી વરસાવનાર સંગમ પ્રત્યે પણ હૈયાનાં હેત વરસાવનાર વીરવિભુની કરુણા ભુલાઈ જશે..પરંતુ **૮૪-૮૪ ચોવીસી સુધી નહિ ભુલાય એ કામવિજેતા સ્થૂલભદ્ર અને તેના સંગે શ્રાવિકા બનનાર કોશા વેશ્યા !**

અપાર મહિમા શાસ્ત્રકારોએ બ્રહ્મચર્યનો ગાયો છે...તાકાત હોય તો જીવનભર માટે વાસનાના કાદવમાં ખરડાતા આત્માને બચાવી લેવા જેવો છે—પરંતુ જે આત્માઓની એવી તાકાત નથી તે આત્માઓ બ્રહ્મચર્યના આદર્શને નજર સામે રાખી સદાચારનું જીવન જીવે તેના માટે માર્ગાનુસારીનો પાંચમા નંબરનો ગુણ મૂક્યો છે **'ઉચિત વિવાહ'** નો !

ગૃહસ્થ લગ્નસંબંધ જોડે ભિન્ન ગોત્રવાળા અને સમાન કુળ-શીલવાળા સાથે !...સમાન ગોત્રમાં એક જ જાતનું લોહી વહે છે તેથી તેમાં લગ્નસંબંધ, હલકી ભાવના અને હીન પ્રજા પેદા કરે છે...તેમ અસમાન અને ઊંચા કુળવાળાને નીચા કુળવાળાના સંબંધથી સંસર્ગજન્ય દોષો ઉત્પન્ન થાય છે—કુળની ખાનદાનીનો મોટો પ્રભાવ છે.

ત્યારે તો રાજકુમાર વજ્રબાહુ રાજકન્યા મનોરમાને પરણીને ઘર તરફ જઈ રહ્યા છે—ત્યાં રસ્તામાં મહાત્મા જોયા...રથ ચલાવી રહેલા સાળાને રથ ઊભો રાખવા કહ્યું–

'કેમ ?'

'જુઓ, સામે મહાત્મા છે, તેના દર્શને જવું છે...'

'પરણ્યાનો પહેલો દિવસ છે. રૂપવતી મનોરમા બાજુમાં જ બેઠી છે...તેવા ટાઈમે સાધુભગવંતના દર્શને જવાની વજ્રબાહુએ વ્યક્ત કરેલી ઇચ્છા જોઈને સાળાએ મશ્કરી કરી 'શું સાધુ થવાની ઇચ્છા છે ?'

'તેમાં શું પૂછે છે ?...શ્રાવિકાના દીકરાને તો માતાના ગર્ભમાં હોય ત્યારથી વૈરાગ્યના સંસ્કારો મળ્યા હોય !'

'તો વાર શું કામ કરો છો ? કોઈ તમને રોકતું હોય તો હું સહાય કરું ! સાળો મશ્કરીમાં આગળ વધ્યો...

વજ્રબાહુ તો રથમાંથી નીચે ઊતર્યો...અનેક રાજકુમારો પણ સાથે છે... સાધુ ભગવંતને વંદના કરી સંયમ સ્વીકારવાની વજ્રબાહુએ પોતાની ભાવના વ્યક્ત કરી...

'પણ મારી બહેનનું શું ?' સાળો બોલ્યો.

'તારી બહેન તો કુલીન અને ખાનદાન ઘરની છે—તેના માટે મારે વિચાર કરવાનો હોય જ નહિ !—તાકાત હોય તો પત્ની પતિના માર્ગે ચાલી આવે !'

આ વાત સાંભળતાવેંત જ મનોરમાએ પણ ચારિત્ર સ્વીકારનાર પતિને માર્ગે જવાનો નિર્ણય કરી લીધો—!

કુળની ખાનદાનીનો આ પ્રભાવ છે—હીન કુળ હોય તો અવસરે પોતાની જાત અને ભાત બંને પ્રગટ કર્યા વિના રહે નહિ...હલકાં કાર્યોમાં સામા પાત્રને ઢસડી જાય—લોકમાં નિંદા થાય...પ્રજા હલકી પાકે...ઇત્યાદિ અનેક અપાયો આમાં રહેલા છે...

એ જ રીતે શીલ એટલે આચાર. હલકા આચાર ધરાવનાર સાથેના સંબંધથી દાનાદિ આચારને ધક્કો પહોંચે છે...અથવા પોતાનામાં હલકા આચાર આવે છે. હલકા આચારવાળા સાથે બંધાતો સંબંધ કેવા ભયંકર અનર્થો પેદા કરે છે તેનો એક પ્રસંગ હમણાં જ ક્યાંક વાંચવામાં આવ્યો...

એક કોલેજિયન યુવક હલકા કુળવાળી કન્યા સાથે ઘરના વડિલોની મનાઈ છતાં પ્રેમલગ્ન કર્યા...દરેક પ્રસંગમાં બને છે તેમ શરૂઆતના દિવસો તો સારા ગયા...પરંતુ પછી સાસુ સાથે આ કન્યાને ઝીણી ઝીણી બાબતોમાં મતભેદ પડવા

લાગ્યો...ઝઘડા શરૂ થયા...યુવક સુધી વાત પહોંચી...પેલો તો પત્નીનો ગુલામ હતો જ એટલે મા-બાપથી જુદા થઈ જવાનો નિર્ણય લઈ લીધો...ટૂંક સમયમાં જુદો ય થઈ ગયો.

હવે ઘરમાં માત્ર યુવક અને તેની પત્ની...બે જ જણા રહ્યા...ઘરમાં કામકાજ કરવા માટે ઘાટી રાખ્યો, પિતાજી સાથે હતા ત્યારે તો યુવકને ધંધાની બહુ ફીકર નહોતી રહેતી, પરંતુ હવે એકલાને માથે બોજો આવ્યો...સવારના નવ વાગે ઘરેથી નીકળે તે છેક રાતના નવ વાગે ઘરે આવે.

આ બાજુ પેલી કન્યાને ઘરમાં આખો દિવસ ઘાટી સાથે વાતચીતો કરવાની રહેવાની રહેતી...હલકું કૂળ...એકાન્ત...પતિની ગેરહાજરી...યુવાની...આ બધી બાબતોએ અનર્થ સર્જી દીધો, ઘાટી સાથે આ કન્યા પ્રેમમાં પડી. બધા પ્રકારની પાપલીલાઓ ચાલવા લાગી પણ એક દિવસ આ પાપનો ભંડો ફૂટયો. યુવકને ભારે ગુસ્સો ચડયો, રજાને દિવસે ઘાટીની ગેરહાજરીમાં આ યુવકે બ્લોકનાં બારણાં બંધ કર્યાં. પત્નીને થાંભલા સાથે બાંધી...મોઢામાં ડૂચા ભર્યાં, રસોડામાંથી છરી લાવીને જીવતી પત્નીની ચામડી ઉતારી નાખી !

કરપીણ હત્યા કરીને પત્નીના શબનું ઠેકાણું પાડવા ગયો...પરંતુ કપડા પર પડી ગયેલા લોહીના ડાઘાએ તેના પાપને પ્રગટ કરી દીધું...પકડાઈ ગયો... જન્મટીપની સજા પામ્યો !

આ ભયંકર પ્રસંગનું મૂળ કયું ? આ જ...હલકા પાત્ર સાથેનો સબંધ ! પત્નીની નીચતાએ યુવકની ખાનદાનીને પણ ખતમ કરી નાંખી...નહિતર જીવતી ચામડી ઉતારી નાખવાની પાપિષ્ઠ પ્રવૃત્તિ કરવાનું મન પણ શી રીતે થાય ?

આની સામે શીલવાન અને ખાનદાન પાત્ર સાથે બંધાતો સંબંધ કેટલા અદ્ભુત ચમત્કારો સર્જી દે છે તેનો...

વરસો પહેલાં બની ગયેલો એક પ્રસંગ હમણાં સાંભળવા મળ્યો...એક યુવકના લગન થઈ રહ્યા હતા...ચોરીમાં ફેરા ફરતો હતો...ત્યાં અચાનક દમના દર્દી પોતાના પિતાની તબિયત સિરિયસ થઈ ગયાના સમાચાર આ યુવકને મળ્યા.

હસ્તમેળાપની ક્રિયા ચાલુ હતી અને આ યુવકના મનમાં વિચારો ય ચાલુ હતા...પિતાજીએ નાનપણથી જ ધર્મના કેટલા સુંદર સંસ્કારો મારામાં રેડયા છે ! આજ સુધી તો કાયમ પિતાજીની બાજુમાં જ સૂતો હતો...પરંતુ આજથી મારી પથારી જુદી પડશે...કદાચ કો'ક રાતના જ પિતાજી પરલોકમાં સિધાવી ગયા તો અંત સમયે નવકાર સંભળાવવાનો લાભ મને કયાંથી મળશે ?...એ ન મળે

તો પિતાજીના ઉપકારનો બદલો વાળવાનો ક્યારે ?...ના...ના...એ હરગીજ ન બને...તો શું કરું ?...એ જ કે પિતાજીની બાજુમાં પથારી કરવાનો મોકો ઊભો જ રાખવો...એ ત્યારે જ બને કે જ્યારે બ્રહ્મચર્યનું પાલન કરવાનું નક્કી કરું...બસ અત્યારે જ પ્રતિજ્ઞા કરું છું કે જ્યાં સુધી પિતાજી જીવે ત્યાં સુધી બ્રહ્મચર્યનું પાલન કરવું...'

હસ્તમેળાપની ક્રિયા પુરી થઈ ગઈ...શયનખંડમાં યુવક આવ્યો...પત્નીને વાત કરી દીધી...'પિતાજીની અંત સમયની સમાધિમાં નિમિત્ત બનવાનો લાભ મને મળે એ ગણત્રીએ પિતાજીની હયાતિ દરમ્યાન બ્રહ્મચર્યનું પાલન કરવાનો નિર્ણય કર્યો છે...'

આ સાંભળતા જ પત્ની ખુશ!...'તમારા આ સંકલ્પમાં હું પૂરેપૂરી સંમત છું!..બ્રહ્મચર્યપાલનનો સુંદર લાભ પણ મળશે...અને બાપુજીની સમાધિ પણ જળવાશે...'

આ ક્યારે બને ? સમાન શીલવાળી પત્ની હોય ત્યારે ! જો એ ન હોય તો આવાં પરાક્રમો કરવાનું સત્ત્વ પ્રગટે જ ક્યાંથી ? અરે ! પરાક્રમો કરવાની વાત તો દૂર ગઈ...પરંતુ જીવનમાં રહેલા દાનાદિ ધર્મોના આચરણમાંથી ય ભ્રષ્ટ થઈ જવાનું બની જાય !

નાસ્તિક પ્રદેશી રાજા કેશી ગણધરના ઉપદેશથી આસ્તિક બન્યો.. પરંતુ રાણી સૂર્યકાન્તાએ પૌષધ–ઉપવાસને પારણે ભોજનમાં ઝેર આપી તેને પરલોકમાં રવાના કરી દીધો...

'ધર્મપત્ની'નો અર્થ છે ધર્મમાં પ્રેરણા કરનાર પત્ની.., **પાપથી તોડે અને ધર્મમાં જોડે**...તેવું પાત્ર હોય તો જીવનમાં સદાચાર સોળે કળાએ ખીલી ઊઠે...અન્યથા જીવન અધર્મના માર્ગે ચડી જાય...એક વાત ખ્યાલમાં રાખજો કે સારી વસ્તુની નરસી વસ્તુ પર જલ્દી અસર થતી નથી, પરંતુ નરસી વસ્તુની સારી વસ્તુ પર શીઘ્ર અસર થઈ જાય છે,..નવ્વાણું સારી કેરીઓની એક બગડેલી કેરીને સુધારવાની તાકાત નથી, પરંતુ બગડેલી એક જ કેરી સારી પણ નવ્વાણું કેરીને બગાડી નાખે તેવું બની જાય છે... માટે જ **હલકા આચારવાળા પાત્ર સાથે બંધાતો સંબંધ જીવનમાં અનેક હલકા આચારોને આમંત્રણ આપનારો બની જાય છે...**

પેલું રમૂજી દૃષ્ટાંત સાંભળ્યું છે ? ...

એક જગ્યાએ કથા ચાલતી હતી...તેમાં કથાકારે લગ્નજીવનની મહત્તા સમજાવતાં કહ્યું કે.. 'સંસારમાં પતિ અને પત્ની એ તો એક જ ગાડીનાં બે પૈડાં જેવાં છે...!'

તરત જ સભામાંથી એક યુવક બોલ્યો, 'બે પૈડામાંથી એક પૈડું ટ્રેકટરનું હોય અને બીજું પૈડું સાયકલનું હોય તો?...'

પ્રસ્તુતમાં, આપણી મૂળ વાત એ છે કે સમાન-કુળ-શીલવાળા સાથે બંધાતો સંબંધ જીવનમાં ઉત્તરોત્તર દાનાદિ ધર્મોની વૃદ્ધિ કરતો રહે તેમાં શંકા નથી...

વસ્તુપાળ-તેજપાળ ધરતીમાં ધન દાટવા ગયા...પરંતુ પુણ્ય એવું જોર કરતું હતું કે ધરતી ખોદતાં અંદરથી બીજું ધન નીકળ્યું...અનુપમાદેવીની સલાહ લેવા ગયા...'આ ધનનું શું કરવું ? !'

...'આ ધન એવી જગ્યાએ નાંખો કે દુનિયા એ ધનને જોઈ શકે, પરંતુ લૂંટી ન શકે !'

'એટલે ?'

'એટલે એ જ કે આબુના પર્વત પર દેવાધિદેવ ભગવાન જિનેશ્વરદેવના ભવ્ય નયનરમ્ય જિનમંદિર બનાવો. .આખી દુનિયા એ મંદિરોનાં દર્શન કરીને પોતાના આત્માને કૃતકૃત્ય કરી દેશે ..અને શાશ્વત સુખને પામી જશે !'

કેટલી સુંદર સલાહ ! પણ આ બને ક્યારે ?—જ્યારે પાત્ર સુંદર આચારવાળું હોય ત્યારે !—**વ્યક્તિ સાથેના બંધાતા સંબંધથી ઘરમાં માત્ર વ્યક્તિ જ નથી આવતી—વ્યક્તિના જીવનમાં રહેલા તમામ સંસ્કારો પણ સાથે જ આવે છે !**—એટલા જ માટે કોઈપણ વ્યક્તિ સાથે સંબંધ બાંધતાં પહેલાં ખૂબ જ વિચાર કરજો.

ઉદારદિલ કવિ માઘની પત્ની માટે સાંભળ્યું છે કે, એક યાચક માઘ પાસે કંઈક લેવા આવ્યો, ઘરમાં બીજું કાંઈ હતું નહિ, સૂતેલી પત્નીના હાથમાં રહેલ સોનાનું કડું યાચકને આપવા માઘે ખેંચ્યું, પત્ની જાગી ગઈ.

'કેમ શું કરો છો ?'

'આ તો યાચક આવ્યો છે...તેને આપવા માટે સોનાનું એક કડું તારા હાથ પરથી કાઢી રહ્યો હતો !'

'તો નાથ ! એક કડાથી શું થશે ?...બીજું ય આપી દો...!' ..માઘની આંખમાં હર્ષાશ્રુ આવી ગયાં...સખત ગરીબીમાં પણ દિલની આવી અમીરી દાખવનાર પત્નીની વાત સાંભળીને !

પતિ-પત્ની વચ્ચેના આવા સંબંધો જીવનમાં શીલ-સદાચાર-સુસંસ્કારોની વૃદ્ધિ કરનારા બને તે માટે પાત્ર સાથે સંબંધ મર્યાદાને ખ્યાલમાં રાખીને બાંધવો !

---

જાય તો નિશ્ચિત ભીષ્મ પિતામહની બુદ્ધિ બગડે...પછી તેઓ અમારી ખબર લીધા વિના નહિ રહે...!'

'યુધિષ્ઠિર! એક વાત વધુ પૂછી લઉં...એવો પાપી કોણ છે કે જેના ભોજનથી ભીષ્મ પિતામહ જેવાની પણ બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય?'

'દુર્યોધન! તારા જેવો પાપી શોધ્યો જડે તેમ નથી. ભીષ્મ પિતામહ, દ્રોણાચાર્ય, દુઃશાસન...કર્ણ...શકુનિ...ધૃતરાષ્ટ્ર...વિદુર વગેરેની હાજરી હોવા છતાં ભરસભામાં સતી દ્રૌપદીનાં વસ્ત્રો ખેંચવાના તારા નિર્લજ્જ કૃત્ય પાસે બાકીનાં બધાં કૃત્યો પાણી ભરે છે...આ જગતનો મોટામાં મોટો પાપી તું જ છે!...તારા **ભોજનનો એક કણિયો જ ભીષ્મ પિતામહની બુદ્ધિ ભ્રષ્ટ કરવા માટે કાફી છે...!...'** અને ખરેખર બીજા દિવસે દુર્યોધને ચોરીછૂપીથી ભીષ્મ પિતામહના ભોજનમાં પોતાનું ભોજન ભેળવી દીધું અને તે દિવસના યુદ્ધમાં ભીષ્મે પાંડવ–સેનાનો અભૂતપૂર્વ કચ્ચરઘાણ કાઢી નાખ્યો..

ભોજનની કેવી જબરદસ્ત અસર છે! જીવનમાં સદાચાર...શીલ...સૌજન્યતા...ઉદારતા...ગંભીરતા...સૌમ્યતા વગેરે ગુણોને પ્રગટાવવા...પ્રાપ્તગુણોને ટકાવવા પ્રકૃતિને અનુકૂળ અને તે પણ પાછું નિયમિત કાળે લેવાતું ભોજન ખૂબ મદદગાર બને છે...

બહારથી બહુ મામૂલી દેખાતા **'અજીર્ણે ભોજનત્યાગ અને કાળે સાત્મ્યવાળું ભોજન...'** આ બંને માર્ગાનુસારીના ગુણો કેટલા બધા મહત્ત્વના છે તે તો અવસર આવ્યે ખ્યાલ આવે છે...

અતિખારું–ખાટું–તીખું–ગરમ–માદક વગેરે વાપરવાથી પ્રકૃતિ સૌમ્ય નથી રહેતી...સ્વાદના રસમાં દર્પોન્માદ, ગ્લાનિ, ધમપછાડા, કાર્યમાં બેચેની વગેરે અનેક પ્રકારના અનર્થો જન્મે છે...જમતી વખતે મનમાં જો ક્રોધ, ભય, ચિંતા, કુવિચાર વગેરે હોય તો તે ખાધેલાને વિકૃત કરે છે...માટે ભોજન પ્રકૃતિને માફક અને તે ય પાછું માપસર અર્થાત્ પ્રમાણોપેત જ લેવું જોઈએ.

**'શરીરમાદ્યં ખલુ ધર્મસાધનં'** એ વાક્યને નજર સામે રાખી ધર્મારાધનામાં શરીર સદાય સહાય કરનારું બને...એ ગણત્રીએ તથા સંપૂર્ણ જીવન સુધી શરીરની સુખાકારિતા–સ્વસ્થતા જળવાય એ હિસાબે આ બન્ને ગુણોને જીવનમાં અમલી બનાવવા ખાસ ખ્યાલ રાખવો..

---

૯.

# માતાપિતાની પૂજા



અનાદિ અનંતકાળથી આ સંસારમાં પરિભ્રમણ કરતો આપણો જીવ અનેક આત્માઓના ઉપકારના ભાર નીચે દબાયેલો છે...અનેક આત્માઓની વ્યવસ્થિત જીવનપદ્ધતિ આપણા જીવનને ટકાવવામાં ભારે ઉપકારક બની રહી છે...ક્યાંક કોકને દુર્બુદ્ધિ પેદા થઈ જાય તો આપણું જીવન પરિસમાપ્ત થઈ જાય...

રસ્તામાંથી આપણે પસાર થતા હોઈએ...સામેથી ટ્રક આવતી હોય...જો ટ્રક ડ્રાયવર તે જ વખતે સ્ટીઅરીંગ પરનો કાબૂ ગુમાવી દે તો આપણું તો કદાચ મોત જ થઈ જાય...! ૨૦/૨૦ માળના બિલ્ડિંગ પાસેથી આપણે નીકળતા હોઈએ... એ જ ટાઈમે વીસમા માળે રહેતા કુટુંબમાં કલહ થવાથી જો કોઈ આવેશમાં આવીને ઉપરથી ખુરશી ફેંકે તો ય આપણે સ્મશાન ભેગા થઈ જઈએ!. .આમ અનેક આત્માઓ એક અપેક્ષાએ પરોક્ષ રીતે આપણા ઉપકારી બની રહ્યા છે...

જ્યારે પ્રત્યક્ષ ઉપકાર કરવામાં કોઈનો મોટામાં મોટો ફાળો હોય તો તે માતા-પિતાનો છે...જે ઉંમરમાં માથા પર બેઠેલો કાગડો ચાંચ મારીને કદાચ આંખ ફોડી નાંખે તો ય તેને ઉડાડવાની તાકાત નહોતી તે અસહાયદશાની ઉંમરમાં માતાપિતાએ પોતાની તમામ સગવડોને ગૌણ કરીને આપણી સુરક્ષા કરી છે... ભીને સૂઈને આપણને સૂકે સુવડાવ્યા છે...ભૂખ્યા રહીને આપણા ભોજનની ચિંતા તેઓએ કરી છે...પ્રતિકૂળતાઓ વેઠીને આપણને અનુકૂળતા કરી આપી છે...પોતાના મનની વાતોને ગૌણ કરીને આપણા ચિત્તની પ્રસન્નતા જાળવવા તેઓએ પ્રયત્નો કર્યા છે...આવા અગણિત ઉપકારો કરનાર માતા-પિતાના આ ઉપકારોનો બદલો તો વાળી શકાય તેમ નથી...!...

નમી ગયેલી પૃથ્વીને કો'કે પૂછેલું કે, 'શાખો-કરોડોની સંખ્યામાં મોટા મોટા પર્વતો તારા પર ઊભા છે...તોતીંગ ઇમારતવાળાં મકાનો હજી તારા પર ખડકાઈ રહ્યા છે...તને તેનો ભાર લાગ્યો છે તેથી તું નમી ગઈ છે કે શું?'

ત્યારે પૃથ્વીએ જવાબ આપ્યો કે, 'ના રે ના, આના કરતાં કરોડગણા પર્વતો અને બિલ્ડિંગો કદાચ ઊભા થાય તો ય તેના ભારને આસાનીથી વહન કરવાની મારી તાકાત છે, પરંતુ હું બે પ્રકારના લોકોના ભારને સહન નથી કરી શકતી!'

'કોના?'

'વિશ્વાસઘાતીના અને કૃતઘ્નના...' આ બે પ્રકારના લોકોનો ભાર હું ક્યારે ય સહન નથી કરી શકતી...અને તેથી હું નમી ગઈ છું!'

કેટલી સચોટ વાત છે! વિશ્વાસઘાતનું પાપ ભયંકર છે...તો કૃતઘ્નતાનું પાપ પણ એટલું જ ભયંકર છે...

જંગલમાંથી પસાર થઈ રહેલા માણસની પાછળ વાઘ પડયો...માણસ ભાગ્યો...નજીકમાં ઝાડ દેખાતાં તેના પર ચડી ગયો...એ જ ઝાડ પર એક વાંદરો બેઠેલો...માણસે વાંદરાનું રક્ષણ માગ્યું...વાંદરાએ રક્ષણ આપવાની કબૂલાત આપી ..

ત્યાં તો વાઘ ઝાડ નીચે આવી ગયો..વાંદરાને તેણે કહ્યું કે,–'દોસ્ત! આ માણસને નીચે ધકેલી દે...જો તું મારી વાત નહિ માને તો તને ભારે પડી જશે...કારણ તારે તો કાયમ આ જંગલમાં જ રહેવાનું છે!...મારી સાથે બગાડવામાં બહુ માલ નથી...'

'એ ગમે તે હોય..મારે વિશ્વાસે તે ઉપર આવ્યો છે...એટલે હું મારા પ્રાણના ભોગે પણ તેનું રક્ષણ કરીશ...' વાંદરાએ જવાબ આપ્યો.

'...ઠીક ત્યારે...હું ય જોઈ લઉં છું કે, આ માણસ શી રીતે અહિંથી હેમખેમ પસાર થાય છે!'..એમ કહી વાઘ તો ઝાડ નીચે બેસી ગયો...

આ બાજુ રાત પડી...માણસ વાંદરાના ખોળામાં મજેથી સૂઈ ગયો...પછી જાગવાનો વારો માણસનો આવ્યો...તેના ખોળામાં માથું મૂકીને વાંદરો સૂઈ ગયો.

નીચે રહેલા વાઘે માણસને કહ્યું, 'જો, વાંદરો તો આ ઝાડ પરથી કૂદીને બીજા ઝાડ પર ચાલ્યો જશે—પણ તારે તો નીચે જ ઊતરવું પડશે—આ વાંદરાને

તું જો ધક્કો મારીને નીચે પાડી દે તો તને શાંતિથી જવા દઈશ—નહિતર તારું તો મોત નક્કી સમજજે!'

માણસને આ વાત સાચી લાગી—તુર્ત જ સૂતેલા વાંદરાને ધક્કો મારી દીધો. વાંદરો પડયો તો ખરો પરંતુ વચ્ચે આવેલા ડાળીએ વાંદરાને બચાવી લીધો.

વાંદરો ભારે ગુસ્સે થઈ ગયો...માણસની બોચી પકડી...'હરામખોર! આટલો બધો વિશ્વાસઘાત! ખલાસ કરી નાખીશ તને!'

'ભાઈ! ભૂલ થઈ ગઈ...માફ કરી દે...હવેથી આવું નહિ કરું...!'

'એક જ શરતે જવા દઉં!...'

'કઈ?!'

'બહાર કોઈ કહે કે માણસો એ વાંદરાના વંશ જ છે તો તારે ના પાડી દેવાની અને કહેવાનું કે વાંદરાની જાતે કોઈ દિવસ કોઈનો વિશ્વાસઘાત કર્યો નથી...પેલા ઇતિહાસજ્ઞ ડારવીને મનુષ્યને વાંદરાના વંશ જ કહીને સમસ્ત વાનર-જાતિનું ઘોર અપમાન કર્યું છે!'

આટલી કબૂલાત લીધા પછી વાંદરાએ માણસને છોડી મૂકયો...વિશ્વાસઘાતનું પાપ તો પશુઓમાંય નથી...આજે પોતાની જાતને નાગરિકમાં ખપાવતા માણસ પર માણસને વિશ્વાસ રહ્યો નથી...કેટલી કરુણતા!

આ વિશ્વાસઘાતના પાપ કરતાંય કાતિલ પાપ કૃતઘ્નતાનું છે...સામાએ કરેલા ઉપકારનો બદલો વાળવાની વાત તો ઘેર ગઈ, પરંતુ તે ઉપકારોને ભૂલી જઈને તેને હૈયાબળાપા કરાવવાનું કામ કૃતઘ્ન માણસો કરે છે...

ઇતર ગ્રંથોમાં આવે છે કે 'કૃતઘ્ને નાસ્તિ નિષ્કૃતિ' કૃતઘ્નનો ક્યારેય છૂટકારો નથી ..કૃતઘ્નને કોઈ પ્રાયશ્ચિત જ નથી...કારણ સઘળાંય પાપો કરતાં કૃતઘ્નતાનું પાપ ચઢી જાય છે...

એક વાત ભૂલશો નહિ—'**આપણે કોઇના પર કરેલો ઉપકાર ક્યારેય યાદ કરવો નહિ...અને સાથે સાથે કોઈએ આપણા પર નાનો પણ ઉપકાર કર્યો હોય તો તે ક્યારેય ભૂલવો નહિ...**'

અન્યના ઉપકારનું સ્મરણ એક બાજુ આપણને કૃતજ્ઞ બનાવશે તો બીજી બાજુ આપણને અન્ય જીવોને સહાયક બનવાનું પ્રેરકબળ પુરું પાડશે...

નમી ગયેલી પૃથ્વીને કો'કે પૂછેલું કે, 'લાખો-કરોડોની સંખ્યામાં મોટા મોટા પર્વતો તારા પર ઊભા છે...તોતીંગ ઇમારતવાળાં મકાનો હજી તારા પર ખડકાઈ રહ્યા છે...તને તેનો ભાર લાગ્યો છે તેથી તું નમી ગઈ છે કે શું?'

ત્યારે પૃથ્વીએ જવાબ આપ્યો કે, 'ના રે ના, આના કરતાં કરોડગણા પર્વતો અને બિલ્ડિંગો કદાચ ઊભા થાય તો ય તેના ભારને આસાનીથી વહન કરવાની મારી તાકાત છે, પરંતુ હું બે પ્રકારના લોકોના ભારને સહન નથી કરી શકતી!'

'કોના?'

'વિશ્વાસઘાતીના અને કૃતઘ્નના...' આ બે પ્રકારના લોકોનો ભાર હું ક્યારે ય સહન નથી કરી શકતી...અને તેથી હું નમી ગઈ છું!'

કેટલી સચોટ વાત છે! **વિશ્વાસઘાતનું પાપ ભયંકર છે...તો કૃતઘ્નતાનું પાપ પણ એટલું જ ભયંકર છે...**

જંગલમાંથી પસાર થઈ રહેલા માણસની પાછળ વાઘ પડયો...માણસ ભાગ્યો...નજીકમાં ઝાડ દેખાતાં તેના પર ચડી ગયો...એ જ ઝાડ પર એક વાંદરો બેઠેલો...માણસે વાંદરાનું રક્ષણ માગ્યું...વાંદરાએ રક્ષણ આપવાની કબૂલાત આપી..

ત્યાં તો વાઘ ઝાડ નીચે આવી ગયો..વાંદરાને તેણે કહ્યું કે,-'દોસ્ત! આ માણસને નીચે ધકેલી દે...જો તું મારી વાત નહિ માને તો તને ભારે પડી જશે..કારણ તારે તો કાયમ આ જંગલમાં જ રહેવાનું છે!...મારી સાથે બગાડવામાં બહુ માલ નથી...'

'એ ગમે તે હોય..મારે વિશ્વાસે તે ઉપર આવ્યો છે...એટલે હું મારા પ્રાણના ભોગે પણ તેનું રક્ષણ કરીશ...' વાંદરાએ જવાબ આપ્યો.

'...ઠીક ત્યારે...હું ય જોઈ લઉં છું કે, આ માણસ શી રીતે અહિથી હેમખેમ પસાર થાય છે!'...એમ કહી વાઘ તો ઝાડ નીચે બેસી ગયો...

આ બાજુ રાત પડી...માણસ વાંદરાના ખોળામાં મજેથી સૂઈ ગયો...પછી જાગવાનો વારો માણસનો આવ્યો...તેના ખોળામાં માથું મૂકીને વાંદરો સૂઈ ગયો.

નીચે રહેલા વાઘે માણસને કહ્યું, 'જો, વાંદરો તો આ ઝાડ પરથી કૂદીને બીજા ઝાડ પર ચાલ્યો જશે—પણ તારે તો નીચે જ ઊતરવું પડશે—આ વાંદરાને

તું જો ધક્કો મારીને નીચે પાડી દે તો તને શાંતિથી જવા દઈશ—નહિતર તારું તો મોત નક્કી સમજજે!'

માણસને આ વાત સાચી લાગી—તુર્ત જ સૂતેલા વાંદરાને ધક્કો મારી દીધો. વાંદરો પડયો તો ખરો પરંતુ વચ્ચે આવેલી ડાળીએ વાંદરાને બચાવી લીધો.

વાંદરો ભારે ગુસ્સે થઈ ગયો...માણસની બોચી પકડી...'હરામખોર! આટલો બધો વિશ્વાસઘાત! ખલાસ કરી નાખીશ તને!'

'ભાઈ! ભૂલ થઈ ગઈ...માફ કરી દે...હવેથી આવું નહિ કરું...!'

'એક જ શરતે જવા દઉં!...'
'કઈ?!'

'બહાર કોઈ કહે કે માણસો એ વાંદરાના વંશ જ છે તો તારે ના પાડી દેવાની અને કહેવાનું કે વાંદરાની જાતે કોઈ દિવસ કોઈનો વિશ્વાસઘાત કર્યો નથી...પેલા ઇતિહાસજ્ઞ ડારવીને મનુષ્યને વાંદરાના વંશ જ કહીને સમસ્ત વાનર-જાતિનું ઘોર અપમાન કર્યું છે!'

આટલી કબૂલાત લીધા પછી વાંદરાએ માણસને છોડી મૂકયો...વિશ્વાસઘાતનું પાપ તો પશુઓમાંય નથી...આજે પોતાની જાતને નાગરિકમાં ખપાવતા માણસ પર માણસને વિશ્વાસ રહ્યો નથી...કેટલી કરુણતા!

આ વિશ્વાસઘાતના પાપ કરતાંય કાતિલ પાપ કૃતઘ્નતાનું છે...સામાએ કરેલા ઉપકારનો બદલો વાળવાની વાત તો ઘેર ગઈ, પરંતુ તે ઉપકારોને ભૂલી જઈને તેને હૈયાબળાપા કરાવવાનું કામ કૃતઘ્ન માણસો કરે છે...

ઇતર ગ્રંથોમાં આવે છે કે 'કૃતઘ્ને નાસ્તિ નિષ્કૃતિ' કૃતઘ્નનો કયારેય છૂટકારો નથી...કૃતઘ્નને કોઈ પ્રાયશ્ચિત જ નથી...કારણ સઘળાંય પાપો કરતાં કૃતઘ્નતાનું પાપ ચઢી જાય છે...

એક વાત ભૂલશો નહિ—'**આપણે કોઇના પર કરેલો ઉપકાર કયારેય યાદ કરવો નહિ...અને સાથે સાથે કોઈએ આપણા પર નાનો પણ ઉપકાર કર્યો હોય તો તે કયારેય ભૂલવો નહિ...**'

અન્યના ઉપકારનું સ્મરણ એક બાજુ આપણને કૃતજ્ઞ બનાવશે તો બીજી બાજુ આપણને અન્ય જીવોને સહાયક બનવાનું પ્રેરકબળ પુરું પાડશે...

કેટકેટલી આશાઓ–અરમાનો સાથે માતા–પિતાએ આપણને ઉછેર્યા હશે... આપણા આત્મામાં ક્યાંય કુસંસ્કારોનાં બીજ ન રોપાઈ જાય તેની તેઓએ કેટલી જબ્બર કાળજી કરી હશે ! આપણી શારીરિક સ્વાસ્થ્ય અને માનસિક પ્રસન્નતા જાળવવા તેઓએ કેટલો ભારે ભોગ આપ્યો હશે !—તેનો આપણે સ્વસ્થચિત્તે વિચાર કરીએ તો માતા–પિતા પ્રત્યે અહોભાવ–બહુમાનભાવ પેદા થયા વિના ન રહે !

આજે પરિસ્થિતિ ખૂબ ખરાબ છે...આજના સ્કૂલ–કોલેજના શિક્ષણે તથા આજુબાજુમાં ગોઠવાઈ ગયેલા મિત્રવર્ગના સંકલે ક્યાંય ઉપકારીઓના ઉપકારનો બદલો વાળવાની વાત શિખવાડી નથી...ઉંમરલાયક થઈ ગયેલા કેટલાય વૃદ્ધ માતા–પિતાઓ આજે મરવાના વાંકે જીવી રહ્યા છે...નથી તેમના રહેવાના મકાનની વ્યવસ્થા...નથી તેમને પહેરવાનાં કપડાંનાં ઠેકાણાં !...નથી લેવાતી તેમના ખાવાના રોટલાની કાળજી કે નથી પૂછાતી તેમની કકળતી આંતરડીની વ્યથા !...ક્યાં જાય ? 'ઘરડાં ઘરોનું' સર્જન આ જ પરિસ્થિતિને આભારી છે ને ? !

**ઓહ ! ઉપકારી માતા–પિતાની મીઠી આશિષ પામવાને બદલે તેઓના અંતરના ઉના–ઉના નિઃસાસાઓ જે સંતાનો પર પડતા હશે તે સંતાનોનું ભાવિ કેટલું ભયાનક બની જતું હશે !**

પ્રત્યક્ષ ઉપકાર કરનાર માતા–પિતા પ્રત્યે પણ જેઓ કૃતજ્ઞ બનવાને બદલે કૃતઘ્ન બને છે તેવા આત્માઓ ધર્મપ્રાપ્તિ માટે નાલાયક છે...એમ શાસ્ત્રો કહે છે ..

દુકાનમાં ઘરાક સાથે વેપાર અંગે વાતચીત કરતા દીકરાને તેના બાપે સલાહ આપી કે, 'ભાઈ ! આટલો સસ્તામાં આ સોદો પતાવવા જેવો નથી !'

'બાપુજી ! કેટલી વાર તમને કહ્યું કે–'તમારે વચ્ચે બોલવું નહિ !...' શાંતિ રાખો...અને હા ..જો હવેથી આવી જ રીતે બોલવાનું ચાલુ રાખશો તો તમને દુકાને આવતા બંધ કરવા પડશે !'

'સારું, ભાઈ ! હવેથી નહિ બોલું...' આંખમાં આંસુ સાથે બાપે જવાબ આપ્યો...રાતના બાપે દીકરાને બોલાવીને એક પેટી આપી...દીકરાએ ખોલી... તેમાંથી ૨૧ કાંકરાઓ નીકળ્યા...'બાપુજી ! આ શું ?'

'દીકરા ! એમાં એક ભવ્ય ભૂતકાળ સમાયો છે...એ વખતે તારી ઉંમર માત્ર ચાર વર્ષની જ હતી...તારી બાની તબિયત નરમ રહેતી એટલે તને દુકાને કાયમ સાથે જ લઈ જતો...

એક વખત દુકાનની બહાર તું કાંકરાઓના ઢગલા પર બેસીને રમતો હતો...અચાનક એક કાગડો આવ્યો અને તે દુકાનના બારણા પર બેઠો...તેને જોઈને તેં મને કાંકરો માર્યો,–'બાપુજી ! કાગડો !' મેં તને જવાબ આપ્યો, –'હા બેટા ! એ કાગડો છે...' તું રમતમાં પડી ગયો...બે મિનિટ પછી ફરીવાર તેં મને કાંકરો માર્યો, 'બાપુજી ! કાગડો !' 'હા બેટા ! એ કાગડો છે'...દીકરા ! ...તે દિવસે ચાલુ ઘરાકીમાં તેં મને ૨૧ કાંકરાઓ માર્યા હતા...મેં જરા ય ગુસ્સે થયા વિના એ કાંકરાઓનો માર ખાવા છતાં દરેક વખતે પ્રસન્નતાથી તને જવાબો આપ્યા હતા...આ ૨૧ કાંકરાઓમાં એક બાપનું વાત્સલ્યભરપૂર હૈયું સમાયેલું છે...એ વાત્સલ્ય પૈસાથી ખરીદી શકાય તેવું નથી...દીકરા ! આજે દુકાને તેં મને વચ્ચે ન બોલવાની જ્યારે કડક ચેતવણી આપી ત્યારે મને આ સંઘરી રાખેલા ૨૧ કાંકરાઓ યાદ આવ્યા !...લે રાખજે તારી પાસે...અને ક્યારેક મન થાય તો તારા આ અભાગી બાપના વાત્સલ્યને યાદ કરીને ભાવિમાં થનારા તારા દીકરાઓ પ્રત્યે પણ એવું જ વાત્સલ્ય રાખજે !...લાલ મારા !...આજથી હવે દુકાને જ નહિ આવું, બસ ! પછી વચ્ચે બોલવાની તો વાત જ ક્યાંથી આવશે ?...' આટલું બોલતાં બોલતાં બાપની આંખમાં આંસુ આવી ગયાં..

'બાપુજી ! બાપુજી ! માફ કરો મને...બહુ ભયંકર ભૂલ મેં કરી છે... યુવાનીના તોરમાં આપને ઉદ્ધતાઈભર્યા જવાબો આપીને મેં મારી અપાત્રતાનું જ દર્શન કરાવ્યું છે...જિંદગીમાં હવે પછી ક્યારેય આપના અવિનયાદિ નહિ કરું !'

બાપ અને દીકરાની આંખમાંથી અશ્રુઓ વહી રહ્યાં...

એક કૃતજ્ઞતાગુણની એટલી બધી જબરદસ્ત તાકાત છે કે તે અનેક ગુણોને ખેંચી લાવે છે...આત્માને લોકપ્રિય બનાવે છે...નમ્રતા...સરળતા...સૌમ્યતા—ગંભીરતા—ઉદારતા વગેરે અનેક ગુણોનું ભાજન આત્માને તે બનાવે છે—જ્યારે કૃતઘ્નતા એ જીવને અપ્રિય બનાવે છે—અને પ્રાપ્તગુણોના નાશમાં પણ તે નિમિત્ત બને છે...આ હકીકતને નજર સામે રાખી માતા–પિતાની પૂજાના આ ગુણને આત્મસાત્ કરતા જાઓ—કહ્યું છે ને—

**ફૂલો બિછાવ્યાં પ્રેમથી, જેણે તમારા રાહ પર;**
**એ રાહબરના રાહ પર, કંટક કદી બનશો નહિ.**

---

બાપુજી ! આ 'શિશુપાલ વધ' નામનું કાવ્ય ક્યાંકથી મળ્યું છે—મેં ઉપર-ઉપરથી જોયું છે...મને બહુ ગમ્યું ..આપ જુઓ તો ખરા કે આ કેવું લાગે છે ?

બાપે તે કાવ્ય હાથમાં લીધું...શરૂઆતનાં જ ૧૫-૨૦ શ્લોકો જોતાં બાપે માઘને કહ્યું, 'માઘ ! કાવ્ય તો આનું નામ ! શું છંદરચના છે ! અલંકારોથી આ કાવ્યનો શ્લોકેશ્લોક કેવો શોભી રહ્યો છે !આવું કાવ્ય તું જે દિવસે બનાવીશ તે દિવસે હું માનીશ કે હવે તું કવિ થયો !'

ખડખડાટ હસતાં માઘે કહ્યું, 'પિતાજી ! ખરું કહું ? આ કાવ્યની સંપૂર્ણ રચના મારી પોતાની જ છે !'

'શું વાત કરે છે ? જો તારી જ રચના હોય તો કાવ્યનાં પાનાંઓ જૂનાં કેમ લાગે છે ?'

'પિતાજી ! એમાં મેં યુક્તિ વાપરી છે...પાનાઓને ધુમાડો ખવડાવીને તેને જૂના બતાવવામાં હું સફળ નીવડયો છું !'

'પણ બેટા ! આવું કપટ કરવાની જરૂર કેમ પડી ?'

'કેટલા ય વરસોથી હું કાવ્યો અને શ્લોકો બનાવું છું. તે દરેક રચના આપને બતાવું છું...પિતાજી ! આપે ક્યારેય તે રચનાઓની પ્રશંસા નથી કરી, પરંતુ રચનાઓની ભૂલો જ કાઢી છે...જયારે તેની સામે એની એ જ રચના બીજા માણસોને બતાવું છું તો તેઓ મારી આ રચનાઓ પર આફરીન પોકારી જાય છે...ધન્યવાદથી મને નવડાવી નાખે છે ! ત્યારે મને થયું કે મારા પિતાજીને મારી આ કવિત્વશક્તિની જરા ય કદર જ નથી...પણ કાંઈ વાંધો નહિ...એવી યુક્તિ વાપરું કે પિતાજીને પ્રશંસા કરવી જ પડે ! અને છેવટે આ ધુમાડો ખવડાવીને પાનાંઓને જૂના બતાવ્યાં. આપે તે જોઈને પ્રશંસા કરી...મને સંતોષ થઈ ગયો !'

'બેટા, !' ગંભીર અવાજે બાપ બોલ્યા, 'તારી રચનાઓની અત્યાર સુધી ન કરેલી પ્રશંસાએ જ તને આવું સુંદર સર્જન કરવાની તાકાત આપી છે.. જો પહેલેથી જ તારી રચનાઓની પ્રશંસા કરતો હોત તો 'શિશુપાલ વધ' જેવા અતિભવ્ય કાવ્યની રચના ન થઈ શકી હોત !...દીકરા ! પ્રશંસા ક્યારેક વિકાસને સ્થગિત કરી દે છે...એ ખ્યાલે જ દિલમાં તારા પર અપાર લાગણી હોવા છતાં હું તારી રચનાઓની પ્રશંસા કરવાનું ટાળતો હતો...પણ ખેર, તારી ધીરજ રહી નહિ...પ્રશંસાના બે શબ્દો સાંભળવા તારે કપટનો આશ્રય

**લેવો પડયો...મને હવે તારૂં ભવિષ્ય ઉજળું દેખાતું નથી !** હું અત્યારે જોઈ રહ્યો છું કે હવે પછી તું ગમે તેટલી સારી રચનાઓ કરીશ તો ય 'શિશુપાલ વધ' થી ચઢિયાતું સર્જન તારા હાથે નહિ થઈ શકે...' બેટા, ભાવિભાવ...'

આ સાંભળતાં જ માઘની આંખમાંથી ચોધાર આંસુઓ નીકળવા લાગ્યાં... પણ હવે ઘણું મોડું થઈ ગયેલું !

કયારેક આપણી પ્રવૃત્તિઓ પ્રત્યેનું માતા-પિતાનું મૌન આપણા જીવન-વિકાસ માટે હોય છે, તો કયારેક તેઓની કડવી અને કઠોર લાગતી સલાહ પણ આપણા જીવનવિકાસ માટે જ હોય છે...આ વાત જો આપણા દિલમાં બેસી જાય તો તેઓશ્રી પ્રત્યેનું તોછડાઈભર્યું વર્તન આપોઆપ ઓછું થઈ જાય...

ભૂલેશો નહિ, એક ચિત્રકારને ચિત્ર બનાવવામાં જેટલી મહેનત પડે છે... એક શિલ્પીને મૂર્તિનું નિર્માણ કરવામાં જેટલી મહેનત પડે છે...તેના કરતાં વધુ મહેનત પોતાના પુત્રમાં સુસસ્કારોનું આધાન કરવા ઇચ્છતા મા-બાપને પડે છે.., શિષ્યનું આત્મકલ્યાણ કરવા ઇચ્છતા ગુરુને પડે છે...કારણ કે ચિત્રકાર જે કેનવાસ પર ચિત્ર બનાવે છે...શિલ્પકાર જે પથ્થરમાંથી મૂર્તિ બનાવે છે ..તે કેનવાસ અને પથ્થર બન્ને જડ છે. પોતાના તરફથી કોઈ પ્રતિકાર નથી...શિલ્પી પથ્થરને જે રીતે ગબડાવે તે રીતે ગબડે છે. શિલ્પી જ્યાં ટાંકણાંઓ લગાવે તે ટાંકણાંઓને કોઈ પણ જાતના પ્રતિકાર વિના પથ્થર સહન કરે છે. ટાંકણાંઓ લગાવ્યા પછી શિલ્પી બે-ચાર મહિના બહારગામ જાય તો ય તે દરમ્યાન ઘડાઈ રહેલા એ પથ્થરમાં કોઈ ખાસ ફેરફાર થઈ જતો નથી. જ્યારે આની સામે પુત્ર તથા શિષ્યની બાબતમાં ઊલટું છે ..બન્ને 'ચેતન' છે...મા-બાપ દ્વારા કે ગુરુ દ્વારા તેના વિકાસ માટે થતા પ્રયત્નોને તે વધાવી લેવાને બદલે કયારેક પ્રતિકાર પણ કરે છે... વિકાસ માટેના પ્રયત્નોમાં વચ્ચે જો અંતર પડી જાય તો અત્યાર સુધીમાં તેના વિકાસ માટેની થયેલી મહેનત કયારેક નકામી બની જાય તેવુંય બને છે...એટલે પુત્રના જીવનમાં સુસંસ્કારોની મૂડી ટકાવી રાખવા મા-બાપને કેટલી ધીરજ ધરવી પડે છે...પુત્રની ભૂલોને ભૂલી જવા દિલની કેટલી વિશાળતા કેળવવી પડે છે...તેના પ્રત્યેના વાત્સલ્યભાવને સતત જાળવી રાખવા માટે મનને કેટકેટલું મનાવવું પડે છે. એ બધું તો જેને અનુભવ હોય તેને ખબર પડે ! ત્યારે તો કહેવાય છે ને કે **એક સંસ્કારી માતા સો શિક્ષકોની ગરજ સારે છે !**

એક દિવસ અશોક રમેશને મળવા નીકળ્યો...નીકળત
દીધેલો કે આ ગાડીમાં હું આવી રહ્યો છું...તું સ્ટેશને 

પોતાને લેવા માટે સ્ટેશને આવેલા રમેશને જોઈને 
ગયો...આઠેક વરસ પહેલાં જોયેલો રમેશ ક્યાં અને અત્યા
સતત હસતો રહેતો...પેંટ-સૂટ જ પહેરતો—મોઢામાં પાનને ચ
વાતો કરતો રમેશ આજે શાંત દેખાતો હતો...ધોતિયું અને 
તેણે અશોકને ગાડીમાંથી ઊતરતા જ આવકાર્યો, 'કેમ દોસ્ત
મજામાં છે ને ?'

'હા, હું છું તો મજામાં...પણ તું ક્યારથી આવો વૈ

'ના રે ના...વૈરાગ્ય એમ ક્યાં રસ્તામાં પડયો છે ?
પદ્ધતિ બદલવી પડે તેવા સંયોગો આવ્યા એટલે આટલો ફે

અશોકને આશ્ચર્ય થયું...શું એકાએક ધંધામાં ખો
આવી સાદગી અપનાવવી પડી હશે ?...ચાલો, હમણાં નહિ
શાંતિથી વાત કરશું !'

બન્ને ઘરે પહોંચ્યા. રમેશની પત્નીએ અશોકની સાર
કરી. પાંચ પાંચ પકવાનો સાથેનું ભોજન અશોકે આરોગ્યું 
એક ટુકડાને અડયો નહિ ! અશોકને કાંઈ સમજણ ન પડી,

સાંજના બન્ને મિત્રો ફરવા નીકળ્યા ..રસ્તામાં એવી
નીકળી કે જે જુની મિત્રાચારીની ભવ્ય યાદ અપાવે, ફરીને 
જમ્યા...રાત પડતાં જ 'હું હમણાં જ આવું છું', એમ કહી
કલાક થયો પણ રમેશ પાછો ન જ આવ્યો ત્યારે અશોકે રમે
ભાભી ! અમારા મિત્ર પાછા ક્યારે આવવાના છે ? મને તે
આવું છું એમ કહીને ગયા છે !'

'એ કાલે સવારે આવશે, તે પહેલાં નહિ !'

'શું કહો છો ? કાલે આવશે ? તો રાતના શું કર્યાય
છે ? પૈસાની એટલી બધી તંગી રહે છે ?

'ના સાંભળો...પૈસાની તંગીનો કોઈ પ્રશ્ન જ નથી.
દેખાતો ફેરફાર એ આવા તુચ્છ કારણને આભારી નથી...પરંતુ 
આવતી કર્તવ્યપાલનની તકને આભારી છે. માત્ર ૧૨ મહિના પ
હાર્ટ-ફેઈલ થઈ ગયું...સ્મશાનેથી પાછા ફર્યા બાદ તેમણે મને

ગયો પરંતુ તેની ૨૦ વરસની નવયુવાન પત્ની મૂકતો ગયો છે...કર્મના વિપાકો વિચિત્ર છે..મારા અને તારા જીવનમાં આવા ગંભીર પ્રસંગ પછી પણ જો મોજશોખો ચાલુ રહે તો તારી આ દેરાણી પર તેની કેવી ગંભીર અને ખરાબ અસર થાય!...કદાચ આપઘાતનો રસ્તો પસંદ કરવાનું મન પણ તેણીને થાય! આવું કાંઈ ન બને તે માટે તું જો સહર્ષ સંમત હોય તો આજથી જ જીવનભરનું બ્રહ્મચર્ય સ્વીકારી લઈએ અને સાથોસાથ મિઠાઈ–ફરસાણ–ફ્રૂટ પણ છોડી જ દઈએ... **મારા ખાતર નહિં તો ય તારી સગીબહેન તુલ્ય દેરાણીના જીવનની સમાધિ ખાતર પણ આ બાબત તું સ્વીકારી જ લઈશ એવી મને** પાકી ખાત્રી છે...' તમારા મિત્રની આ વાત સાંભળતાં હું બે મિનિટ તો સ્તબ્ધ જ થઈ ગઈ! પરંતુ તુર્ત જ **કર્તવ્યની વેદી પર વાસનાનું બલિદાન આપવાની આવેલી આ સોનેરી તકને વધાવી લેવા મનને મનાવી લીધું!**...મેં તેમને હા પાડી દીધી. બસ, તે દિવસથી અમારો જીવન વ્યવહાર ફરી ગયો છે... બ્રહ્મચર્યનું પાલન ખૂબ મજેથી થાય એ ગણત્રીએ દરરોજ રાતના તેઓ ઓફિસે સૂવા જાય છે અને હું મારી દેરાણી સાથે સૂવાનું રાખું છું. આ રહસ્ય છે અમારા ફરી ગયેલા જીવન–વ્યવહારનું!'

આ સાંભળતાં જ અશોકની આંખમાંથી દડદડ આંસુઓ સરી પડયાં... પોતાના મિત્ર અને મિત્રપત્નીના આ અદ્‌ભુત પરાક્રમે તેના દિલને હચમાવી દીધું! તરત ને તરત જ મિત્રપત્નીના પગમાં પડી ગયો, 'ભાભી! આશીર્વાદ એવા આપો કે જીવનમાં કયારેય આવો કર્તવ્ય પાલનનો પ્રસંગ આવે ત્યારે મારામાંય આપના જેવું સત્ત્વ પ્રગટે!...જીવન જીવ્યાના સાત્ત્વિક આનંદની અનુભૂતિ કરી શકું!'

કેટલો અદ્‌ભુત પ્રસંગ છે આ?...સામાની સમાધિ ખાતર પોતાના જીવનની તમામ વાસનાઓનાં બલિદાન દેવા સુધીની તૈયારી રાખનારા વિરલાઓ આ જગતમાં હજીય વિદ્યમાન છે એ આ ધરતીનું સૌભાગ્ય છે!

એક વાત ભૂલશો નહિ, ધર્માત્મા પાસે રહેલી સંપત્તિ અનેક આત્માઓને સમાધિ આપ્યા વિના રહેતી નથી. દીન–દુઃખી, ગરીબ–અનાથજીવોના દુઃખોને દૂર કરવાની પણ જો આપણી જવાબદારી છે તો પછી જે સંબંધીઓ જ છે તેઓને સાચવી લેવાની જવાબદારીમાંથી તો છુટાય જ શી રીતે?

સ્થિતિસંપન્ન માણસો જો આ 'પોષ્ય પોષણ'ના ગુણને જીવનમાં અમલી બનાવી દે તો અત્યારે ચારેય બાજુ દેખાતી અનેક પ્રકારની વિષમતાઓ સ્વાભાવિક રીતે જ દૂર થઈ જાય...વળી, આ ગુણને આત્મસાત્ કરવા માટેનો સરળ ઉપાય

## ૧૦. અતિથિ-સાધુ-દીનની પ્રતિપત્તિ...



અતિથિ એટલે જેમને ધર્મ કરવા માટે કોઈ અમુક તિથિ-પર્વ નથી રાખ્યા પરંતુ સદા ધર્મ કરે છે તે મુનિઓ. સાધુ એટલે ગુણિયલ સજ્જન આત્મા અને દીન એટલે દુઃખી-નિરાધાર ભિક્ષુ-યાચક; આ ત્રણેયની યોગ્ય સરભરા કરવી. યોગ્ય એટલે અતિથિ મુનિની સરભરા એ પૂજ્ય ગુરુ તરીકેની વંદના-વિનય-બહુમાન-ભક્તિ-આદર સાથે પોતાનો એમની પ્રત્યે સેવકભાવ, કૃતજ્ઞભાવ... ઉપાસકભાવ વ્યક્ત થાય એ રીતે...ત્યારે સજ્જનની યોગ્ય સરભરા એટલે ગૃહસ્થને છાજે એ રીતના આવકાર, માન, આદર સાથે સરભરા, દીનઃદુખીની યોગ્ય સરભરા એટલે એના પ્રત્યે પ્રેમભાવ, હૃદયનો આર્દ્રતાભર્યો દયાભાવ રાખી અન્ન-પાણી-વસ્ત્ર-ઔષધ આદિનું દાન કરવું...તેમજ આપત્તિ હટાવવા શક્ય કરવું તે...

આ ગુણના પાલનમાં સમાયેલા લાભોનો જ્યારે વિચાર કરીએ ત્યારે આ ગુણને આત્મસાત્ કરવાની તાલાવેલી લાગ્યા વિના રહે નહિ. **અતિથિની સરભરા કૃતજ્ઞતાના મૂલ્યવાન ગુણને ખેંચી લાવે...સજ્જનની સરભરા આત્માને સજ્જનતાદિ ગુણોનું ભાજન બનાવે...જ્યારે દીન-દુઃખીની સરભરા આત્મામાં ભારોભાર કોમળતાના પરિણામો પેદા કરી દે...!**

વ્યવહારમાં ય દેખાય છે કે કઠણ ભૂમિ પર વાવેતર નથી થતું, તેમ અહીંયા પણ સમજી રાખવું કે નમ્રતા-કોમળતાના પરિણામો પેદા થયા વિના ઉપર-ઉપરના ગુણોની પ્રાપ્તિ નથી થઈ શકતી ! કારણ બહુ સ્પષ્ટ છે. **જ્યાં નમ્રતા નથી ત્યાં લોકપ્રિયતા નથી...જ્યાં કોમળતા નથી...ત્યાં મૈત્રી નથી !**

મહાવીર પરમાત્માના નયસાર તરીકેના પ્રથમ ભવમાં 'અતિથિની યોગ્ય સરભરા' ના ગુણે જ તેઓના આત્મામાં સમ્યગ્દર્શન પ્રગટાવ્યું હતું ને ?

જમવાનો સમય થયો તે વખતે 'કોઈ અતિથિનો લાભ મળે તો સારું' એ વિચારે અતિથિને શોધવા આ નયસાર નીકળ્યા છે...એ અરસામાં જે સાર્થથી છૂટા પડી ગયેલા મહાત્માઓ ત્યાં આવી ચડે છે...નયસાર તેઓની સર્વ પ્રકારે ભિક્ષાદાન વગેરેથી ઉચિત ભક્તિ કરે છે એટલું જ નહિ, છેક યોગ્ય રસ્તો બતાવવા પણ મહાત્માઓની સાથે તે જાય છે...આ મહાત્માઓ પણ નયસારના આત્માની સુયોગ્યતા જાણી તેને દયામૂલક જિનપ્રણીત ધર્મ સમજાવે છે અને ત્યાં નયસાર મહામૂલા સમ્યગ્દર્શનને પામે છે...

આ ગુણપ્રાપ્તિના મૂળમાં તો 'અતિથિની સરભરા' જ બેઠી છે ને? નયસાર જેવી તક તો આપણા જીવનમાં ય અનેકવાર આવતી હોય છે...પણ આ ગુણના અભાવે એ તક હાથમાંથી સરી જતી હોય છે...

અતિથિઓના આગમન તો પવનના ઝપાટા જેવા છે...પવનના ઝપાટાઓ આવી આવીને બારણુંઓને ખખડાવે છે...તમે બારણું ખોલો તો અંદર આવે અને તમને શીતળતાનો અનુભવ કરાવે. પરંતુ જો તમે બારણાં ન જ ખોલો તો પવન પાછો ચાલ્યો જાય...શીતળતાના અનુભવથી તમે વંચિત રહી જાઓ...એ જ રીતે અનેક વાર અતિથિઓની સરભરા કરવાની તક જીવનમાં આવતી હોય છે... જો વધાવી લઈએ તો તેઓના જીવનમાં રહેલા અનેક ગુણો આપણા આત્મામાં સ્વાભાવિક રીતે પ્રગટી જાય, પરંતુ જો દિલના દરવાજા બંધ કરી દઈએ તો અતિથિઓ પાછા ચાલ્યા જાય. આત્મા ગુણોની શીતળતા પામ્યા વિનાના રહી જાય.

ભૂલશો નહિ, **નબળો માણસ તકની રાહ જુએ છે...જ્યારે બહાદુર માણસ તકને ઊભી કરે છે...**'અતિથિ સરભરા'ના કર્તવ્યને બજાવવા અતિથિના આગમનની રાહ ન જુઓ, પરંતુ અતિથિને શોધવા નીકળો...પ્રાયઃ કરીને અતિથિ મળી જ જશે...

પેલી કથા આવે છે ને? રસોઇ કરવા માટે ઘરમાં એક રસોઈયાની જરૂર હતી...શેઠાણી ક્યાંકથી એક રસોઈયાને શોધી લાવ્યા...પછી તેને પૂછ્યું, 'તને મહેમાનની સરભરા કરતાં બરાબર આવડે છે ને?'

'હા...હા...એમાં શું પૂછો છો?...બન્ને રીતે સરભરા કરી જાણું છું.'

બન્ને રીતે એટલે શું?'

'આવેલા મહેમાન પાછા જવાનું નામ ન લે એવી સરભરા કરતાં ય આવડે છે અને ગયેલા મહેમાન જિંદગીમાં આ ઘરે પાછા આવવાનું નામ જ ન લે એવી સરભરા ય કરતાં આવડે છે! બોલો, પૂછ્યું છે કાંઇ?'

શેઠાણી ખુશ થઈ ગયા...રસોઇયાને રાખી લીધો !

આવી તુચ્છ મનોવૃત્તિ સામાના દિલમાં આપણા માટે આદરભાવ પેદા થવા દેતી જ નથી અને તેના કારણે ઉપર-ઉપરના ગુણોની પ્રાપ્તિ મુશ્કેલ બની જાય છે.

**ભોગ આપવાની બાબતમાં ગલ્લા-તલ્લા કરનારો ક્યાંય શાંતિથી રહી શકે નહિ,..લોકપ્રિય બની શકે નહિ...માનવના ખોળિયે પશુ કરતાં ય બદતર તેનું જીવન બન્યા વિના રહે નહિ !**

અતિથિની સરભરાની જેમ સજ્જનની સરભરા પણ એટલી જ ઉપકારક છે...તેઓના ઉચિત આદર-સત્કાર કરવા સાથે ક્યાંય તેઓના અવર્ણવાદ કરે નહિ...અવર્ણવાદ સાંભળે નહિ...શિષ્ટજનની યોગ્ય સરભરા અનેક રીતે ઉપકારક છે...અકાર્યો કરતાં તે અટકાવે...ધર્મકાર્યોમાં આપણને તે જોડે...આશ્રિતવર્ગમાં પણ વિનયાદિ ઉત્તમ ગુણો સહજરૂપે અમલમાં લાવે...આખી જિંદગી જેની વચ્ચે રહીને ગાળવાની છે તેઓની ઉચિત સરભરા આપણને પ્રાયઃ કરીને સમાધિમાં જ રાખે...દુઃખના સમયમાં તેઓ તરફથી મળતું આશ્વાસન દુઃખને હસતે મોઢે સહન કરવાની તાકાત આપે !

વિનોબાજીએ પોતાના સંસ્મરણોમાં ક્યાંક લખ્યું છે કે 'એક દિવસ અમારી બાજુમાં રહેતા આઠ માણસના કુટુંબમાં મુખ્ય બહેન માંદા પડ્યાં...'રસોઈ કોણ કરશે?'-તે પ્રશ્ન તેઓને મૂંઝવતો હતો...ત્યાં મારી બાને આ સમાચાર મળ્યા... તરત જ તેમના ઘરે પહોંચી ગયા...રસોઈ કરી આપી...અને કહેતા આવ્યા કે બહેનની તબિયત સાચવજો...એમને કાંઈ કામ કરવા દેશો નહિ અને રસોઈની ચિંતા કરશો નહિ. રોજ હું આવીને રસોઈ કરી જઈશ...'

બીજા દિવસથી રોજ બા તે ઘરે રસોઈ કરવા જવા લાગ્યા, પરંતુ અમારા ઘરની રસોઈ પતાવ્યા પછી જ ! મને આ બહુ ખટક્યું !...આમ કેમ? શું આને પરોપકાર કહેવાય?...જાતનું સંભાળ્યા પછી બીજાની લેવાતી કાળજીને શું પરમાર્થમાં ખતવી શકાય?...અને એક દિવસ આ પદ્ધતિ સહન ન થવાથી મારી બાને મેં સીધો પ્રશ્ન પૂછ્યો, -'બા ! આપણી રસોઈ પતાવ્યા પછી જ બાજુમાં રસોઈ કરવા તું જાય છે તેમાં તને કાંઈ ખોટું નથી લાગતું ?'

'બેટા ! તને આ વાત ખટકી તેથી મને ખૂબ આનંદ થયો છે...પણ આ પ્રસંગમાં વાત જુદી છે...બાજુવાળાના ઘરના માણસો રોજ ૧૨ વાગ્યા પહેલા

જમવા બેસતા નથી...જો પહેલાં જ તેઓની રસોઈ બનાવી લઉં તો તેઓ જ્યારે જમવા બેસે ત્યારે રસોઈ બિલકુલ ઠંડી થઈ ગઈ હોય!...આ તો આપણી રસોઈ પતાવ્યા પછી ત્યાં રસોઈ કરવા જાઉં છું ત્યારે લગભગ ૧૧ વાગ્યા હોય છે...રસોઈ કરતાં કરતાં એક કલાક થઈ જાય છે...એટલે બરાબર ૧૨ વાગે તેઓના જમવાના ટાઈમે ગરમાગરમ રસોઈ તૈયાર થઈ જાય છે! આ ગણત્રીએ આપણી રસોઈ પતાવ્યા પછી તેઓની રસોઇ કરવા જાઉં છું...આ સાંભળી મારી આંખમાં આંસુ આવી ગયાં...'બાની પરોપકારવૃત્તિને મેં સ્વાર્થવૃત્તિમાં ખતવી હતી માટે!'

અતિથિ અને સજ્જનની સરભરા સાથે જ દીન-દુઃખીની સરભરાને પણ માર્ગાનુસારીના ગુણમાં સ્થાન આપ્યું છે...પાપકર્મોના ઉદયે ખાવા પૂરતું પણ ન પામતા...સૂવા પૂરતી જગ્યા પણ ન પામતા...લાજ ઢાંકવા પૂરતાં કપડાં પણ ન પામતા એવા દુઃખી જીવોની સરભરા કરવી અર્થાત્ તેઓને જરૂરિયાત પૂરતું આપવું...તે ય તિરસ્કારપૂર્વક નહિ, પરંતુ દિલની આર્દ્રતા જાળવીને!

હમણા જ મુંબઈના એક ભાઈ પાસેથી તેમનો પોતાનો અનુભવ સાંભળવા મળ્યો...આપણે તેમના શબ્દોમાં જ જોઈએ...

વરસોથી મને પોતાને ગરીબોની સેવા કરવાનો ભારે રસ છે...દર વરસે 'શિયાળાના ટાઈમમાં વહેલી સવારે ધાબળાઓ લઈને ગલીઓમાં નીકળી પડું છું. ઠંડીમાં ધ્રૂજતા, ટુંટિયું વાળીને પડેલા, ફૂટપાથ પર સૂતા આ ગરીબોના-ભિખારીઓના શરીર પર ધાબળા નાંખી દઉં છું!'

એક દિવસ દાદર બાજુ ધાબળાઓ લઈને નીકળ્યો...સૂતેલા એક ભિખારી પર જેવો ધાબળો નાખ્યો કે તરત જ તે ઊઠી ગયો...ઊભો થઈને મારા પગમાં પડ્યો...પછી મને કહે'—'શેઠ! ગઈ સાલ તમે જે ધાબળો ઓઢાડી ગયેલા તે ધાબળો હજી અકબંધ પડ્યો છે. અત્યારના પડતી ઠંડી એવી જોરદાર નથી કે ધાબળો ઓઢવો જ પડે! તેથી રોજ માથા નીચે રાખીને સૂઈ જાઉં છું.... એટલે મારી પાસે તો ધાબળો છે જ! આ ધાબળો તમે કોઈ એવા ભિખારીને આપી દો કે જેની પાસે ધાબળો છે જ નહિ!'

અત્યંત ગરીબીના ટાઇમમાં ય દિલની આવી અમીરી દાખવનાર ભિખારીને હું મનોમન વંદી રહ્યો...શું આવા પ્રસંગો આપણા જીવનમાં અનેક રીતે પ્રેરણાદાયી નથી બની જતા? 'અણહક્કનું' ક્યારેય લેતા નહિ...જરૂરિયાત કરતાં વધુ ક્યારે ય રાખતા નહિ..તમારા કરતાં અધિક જરૂરિયાતવાળાને નજર સામે રાખ્યા

વિના રહેતા નહિ...જરૂરિયાત પૂરી પાડનારના દિલમાં પરોપકારની ભાવના સતત જાગતી જ રહે તેનો સતત ખ્યાલ રાખજો..'આવી પ્રેરણાઓ ભિખારીના ઉપરોક્ત પ્રસંગમાંથી નથી મળતી ?

ત્યારે તો કોકે લખ્યું છે ને કે,

**ભિખારી નહિ ભીખ માંગે, શીખ આપે ઘરે ઘરે !**
**નહિં દીધાનાં ફળ આવાં, માટે આપો અરે અરે !!**

'ઘેર ઘેર રોટલાના ટુકડા માટે ભટકતો ભિખારી ભીખ નથી માંગતો પરંતુ અનેક જીવોને શિખામણ આપે છે કે, પૂર્વ જીવનમાં અમે કોઈને કાંઈ આપ્યું નથી તેથી અમારે આ હાથ લંબાવવાના દિવસો આવ્યા...તમારે જો આવા દિવસો ન લાવવા હોય તો અમને કાંઈક આપો !'

કેટલી મજેની શિખામણ છે ?...ગરીબોને..ભિખારીઓને સદાને માટે તિરસ્કારવાથી આપણા દિલમાં દયાનું વહેતું ઝરણું સૂકાઈ જાય છે... દિલ પથ્થર જેવું બની જાય છે...પછી વાસ્તવિક જરૂરિયાતવાળાને ય આપવાનું મન થતું નથી...કૃપણતા–કઠોરતા–ક્રૂરતા વગેરે અનેક દુર્ગુણો આત્મામાં અડ્ડો જમાવી દે છે... અલબત્ત, કયારેક કો'ક ભિખારી તમારા દ્વારા મળેલી રકમથી જુગાર રમતો દેખાય તો તેને રકમની જગ્યાએ ખાવાનું આપી દો ! પણ ગમે તેમ કરીને તમારા કોમળતાના પરિણામ તો ઊભા જ રાખો...!

વરસો પહેલાં મુંબઈમાં પરાની ટ્રેનમાં એક ચીંથરેહાલ કપડાંવાળો છોકરો ચડયો...કોલેજિયન છોકરાઓ પાસે જઈને હાથ લંબાવ્યો...છોકરાઓ તાડૂકયા, **'મહેનત કરનેમેં કયા દિક્કત પડતી હૈ ?...શરીર તો અલમસ્ત હૈ તુમ્હારા ! ચલ, ફિર ભી કુછ રકમ ચાહિયે તો એક–દો ફિલ્મી ગીત સુના દે !'**

ભિખારીએ બે–ત્રણ ગીતો સંભળાવ્યા..ખુશ થઈ ગયેલા છોકરાઓએ ભિખારીની સામે ખોબો ભરીને પરચૂરણ ધરી દીધું...ભિખારીએ તેમાંથી માત્ર ૧૦ પૈસા જ લીધા.. 'કયું જ્યાદે **નહિ ચાહિયે** ?-છોકરાએ પૂછ્યું. **'મૈં ભિખારી હું, લૂંટારું નહિ...!'** ભિખારીએ જવાબ આપ્યો...અને તુર્ત જ ચાલતો થઈ ગયો...છોકરાઓ તેને જોતા જ રહ્યા !

અનેક જગ્યાએ દિલની અમીરી દાખવનારા આવા અનેક આત્માઓ પડયા છે...જેના દર્શન કરવા માટે આપણે દિલનાં દ્વાર ખોલીએ...ધનની મૂર્છા તોડીએ...તો આ ગુણપાલનના અનેરા આનંદની અનુભૂતિ થશે !

---

## ૧૧. જ્ઞાનવૃદ્ધ અને ચારિત્રપાત્રની સેવા...



અનંતકાળે પ્રાપ્ત થયેલ આ માનવજીવન એ વિવેક અને સુસંસ્કરણની વૃદ્ધિ માટેનું અનન્ય ક્ષેત્ર છે...આ જીવનમાં પ્રાપ્ત થતો વિવેક અને આત્મામાં થતી સુસંસ્કરણની વૃદ્ધિ એ દુર્ગતિના ભવોને કાપી નાખે...સદ્‌ગતિઓની પરંપરા ખડી કરી આપે...**વિવેક પ્રગટે છે જ્ઞાનથી...સુસંસ્કરણની વૃદ્ધિ થાય છે ચારિત્રથી.** આ બન્ને પ્રાપ્ત કરવા માટે પ્રથમ પગથિયે જ્ઞાન અને ચારિત્રની ભૂખ લાગવી જોઈએ...અને એ લાગે એટલે પોતાના કરતા સારું જ્ઞાન ધરાવનાર તથા સારા ચારિત્રપાત્ર આત્માની સેવા કરવાનું મન થયા વિના રહે નહિ !...બાકી અત્યારે આપણી મનઃસ્થિતિ બહુ જ દયનીય છે...ઉત્તમ આત્માની સેવા કરવાની વાત તો પછી, પરંતુ તેઓનાં ઉત્તમ કામોની અનુમોદના કરવી પણ આપણા માટે મુશ્કેલ બની ગઈ છે...અરે ! એટલું જ નહિ, તેઓનાં ઉત્તમ કામોને તુર્ત જ સ્વીકારવા ય મન તૈયાર નથી...

કોઈ આપણને સમાચાર આપે કે, 'સાંભળ્યું ને તમે, પેલા ભાઈએ રૂા. ૫૦,૦૦૦ ઉપાશ્રયની ટીપમાં લખાવ્યા !' આ સાંભળતાં તુર્ત જ આપણે તેને જવાબ આપી દઈએ–'બાંધી મૂઠી રાખો...! ઓળખું છું તેમને ! કોકના પૈસા પોતાના નામે લખાવ્યા હશે !'

આને બદલે એવા સમાચાર આપણને મળે કે, 'પેલા ભાઈએ ગામના ૨ લાખ રૂ. દબાવ્યા છે...' તો આપણે તરત જ કહી દઈએ કે, 'એ છે જ એવો ! પગથી માથા સુધી તેને ઓળખું છું !...૨ લાખ નહિ, ૫ લાખ દબાવ્યા હશે !'

આ શું ? **ઉદાર-સાત્ત્વિક વાતો સ્વીકારવા ઇન્કાર કરતું મન તુચ્છક્ષુદ્ર વાતો તુર્ત સ્વીકારી લે છે !** એ બતાવે છે કે આપણી કક્ષા હજી બહુ નીચી

છે...હલકા માણસને હલકી વાતો...હલકો વિચારો...હલકા મિત્રો તરફ વધુ આકર્ષણ હોય છે, જ્યારે ઉત્તમ માણસોને ઊંચી વાતો...ઉદાત્ત વિચારો...ઉત્તમ મિત્રો તરફ વધુ આકર્ષણ હોય છે!

આપણી આવી હલકી મનોવૃત્તિને તોડવા માટેનો ખૂબ સુંદર અને સફળ ઉપાય છે,–જ્ઞાનીની અને ચારિત્રપાત્રની સેવા કરતા જઈએ!...આ એક જ ગુણના પાલનમાં કેટકેટલા લાભો છે તે તો આપણે શાંતિથી વિચારીએ ત્યારે ખ્યાલ આવે! **'જ્ઞાનીના બહુમાનથી રે, જ્ઞાન તણા બહુમાન સલુણા...'** જ્ઞાનીનું બહુમાન આપણા જીવનમાં વ્યાપેલા અજ્ઞાનના અંધકારને ચીરી નાખે... તો સચ્ચારિત્રીનું બહુમાન આપણા જીવનને સદાચારની સુવાસથી મઘમઘતું બનાવી દે...! અરે! એટલું જ નહિ. અનેક આત્માઓમાં સદાચારનાં સુંદર બી વાવી દે!

જૈનશાસનને પેથડશા જેવા નૈષ્ઠિક બ્રહ્મચારીની ભેટ આપનાર આ ગુણનું પાલન જ હતું ને? પૂજ્યપાદ આચાર્ય ભગવંત શ્રી દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજના ભારે અનુરાગી ખંભાતના ભીમ શ્રેષ્ઠીએ હિન્દુસ્તાનભરના બ્રહ્મચર્ય ધારણ કરનાર પુણ્યાત્માઓની ભક્તિ કરવાનો વિચાર કર્યો...ગામેગામ બ્રહ્મચર્યનું બહુમાન કામળીના અર્પણથી થતું હતું...એ કામળી માંડવગઢના મંત્રીશ્વર પેથડશા પાસે પણ આવી... 'બ્રહ્મચર્યના સ્વીકાર વિના આ કામળી ઓઢાય શી રીતે?...તો સાધર્મિકની પહેરામણીની અવગણના ય કરાય શી રીતે?' આ વિચારે તેમને મૂંઝવણમાં મૂકી દીધા...પરંતુ ધર્મપત્નીના કર્તવ્યને સાર્થક કરતી તેમની પત્નીની ટકોર માત્રથી ૩૨ વર્ષની નવયુવાન વયે તેમણે સજોડે આજીવન બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કર્યું!

આ પ્રભાવ કોનો? 'ચારિત્રપાત્રની સેવા' કરવાના ગુણપાલનનો! ભૂલતા નહિ, ઉત્તમ આત્માઓની સેવા–બહુમાન આપણા જીવનને ઉન્નત કક્ષાએ લઈ જાય છે...જ્ઞાની પાસે અને સચ્ચારિત્રી પાસે રહેવાથી તેઓના જીવનમાં રહેલા અનેકવિધ ગુણો અતિ અલ્પ પ્રયત્ને આપણા જીવનમાં પ્રવેશી જાય છે...

એક સળગતા દીવાની બરાબર બાજુમાં તમે બુઝાયેલો દીવો મૂકો...પવનની એકાદ લહેર જો સળગતા દીવાની જ્યોતને બૂઝાવી દે તો બુઝાયેલો દીવો ય સળગી જાય! સત્સંગનું ય આવું જ છે...સજ્જનોની બાજુમાં આપણે બેઠા હોઈએ તો તેઓના એકાદ વચનમાત્રથી પણ આપણા જીવનમાં સુષુપ્ત પડેલા જ્ઞાનાદિ ગુણો પ્રગટ થઈ જાય તેવું ય બને!...માટે જેઓ જ્ઞાની છે...સચ્ચારિત્રી છે તેઓની સેવા કરવાની એક પણ તકને ચૂકતી નહિ! તેઓના સત્સંગમાં રહેવાનું બને તેટલું વધુમાં વધુ રાખવું!

વર્તમાનકાળના સ્કૂલ–કૉલેજના શિક્ષણમાં ક્યાંય આ વાત નથી...પરિસ્થિતિ તો અત્યારે એટલી હદે બગડેલી છે કે સાંભળવા પ્રમાણે કેટલીક જગ્યાએ તો પરીક્ષાનું પેપર લખતા વિદ્યાર્થીઓ પોતાની બેંચમાં છરા જ ઘુસાડીને બેસે છે ! ચેકિંગ કરવા આવતા સુપરવાઈઝરને પહેલેથી જ તે છરાઓ દેખાડીને વિદ્યાર્થીઓ કહી દે છે કે 'જો જરા ય ગરબડ કરશો તો આ છરાઓ તમારી શરમ નહિ રાખે !' સુપરવાઈઝર શું કરે ? વિદ્યાર્થીઓ ચોરી કરી કરીને પાસ થઈ રહ્યા છે...આવા અણઘડ ગ્રેજ્યુએટો...ડૉક્ટરો...વકીલો...એન્જિનીયરો સમાજમાં વધુ ને વધુ સંખ્યામાં ખડકાઈ રહ્યા છે...અને ભોગ પ્રજાનો લેવાઈ રહ્યો છે...ક્યાંક નિર્દોષ માણસો ગુનેગાર ઠરી રહ્યા છે...ક્યાંક ખોટી જ દવાના કારણે કોઈ માણસો મોતને શરણ થઈ રહ્યા છે...ક્યાંક ખોટા પુલો તૂટતાં હજારો માણસો પરલોક ભેગા રવાના થઈ રહ્યા છે !...પોતાને ભણાવી રહેલા શિક્ષકો પરનો ભારે તિરસ્કાર...સંસ્કૃતિ અને સદાચારની ક્રૂર હાંસી ઉડાવતું શિક્ષણ...તે પ્રત્યે વડીલ વર્ગની ઉપેક્ષા એ બધા ય તત્ત્વોનો આમાં મુખ્ય ફાળો છે !

પ્રસ્તુતમાં, આપણી વાત ચાલે છે જ્ઞાનીની અને સદાચારીની સેવાની !... જીવનમાં નમ્રતા–સદાચાર–સૌમ્યતા–કોમળતા વગેરે ગુણોને પ્રગટાવવામાં જે સહાયક બને તેવા જ્ઞાનના અને સદાચારના ધારકની ખાસ સેવા કરવી...! યાદ રાખજો, આવા ગુણિયલ આત્માઓનો સુયોગ વારંવાર થતો નથી...માટે જ જ્યાં આવા આત્માઓનાં દર્શન થાય ત્યાં તરત જ એ દર્શનને સફળ બનાવી દેવા યત્કિંચિત પણ સેવા કરતા જ જજો !

વિષમકાળમાં આ ગુણના પાલનમાં મોટે ભાગે દેવાળું નીકળી ગયું છે... '**વિદ્વાન્ સર્વત્ર પૂજ્યતે**' ની પંક્તિ ખોટી પડી રહી હોય તેવું લાગી રહ્યું છે...

બાપે પોતાના પુત્રને કહ્યું કે, 'જો બેટા ! રોજ એકાદ પરોપકારનું કાર્ય તો કરતા જ રહેવું !...ભૂખ્યાને ભોજન આપવું...તરસ્યાને પાણી આપવું... માંદાને દવા આપવી...આંધળાને તેના ઇચ્છિત સ્થાને પહોંચાડવો...આવાં જે કોઈ પણ પરોપકારનાં કાર્યો હોય તે કરતા જ રહેવું !'

બીજે જ દિવસે છોકરાએ પોતાના પિતાજીને વાત કરી.. 'બાપુજી ! આજે સવારના હું રસ્તા પરથી જતો હતો ત્યારે મારાથી સહેજ જ આગળ ચાલતા બે માણસની મેં વાત સાંભળી...એક માણસ બીજાને કહેતો હતો કે, 'આજે ૯–૨૫ની ગાડી નહિ મળે...કારણ કે ૯–૧૫ તો વાગ્યા છે અને અહીંથી સ્ટેશને જતાં ઓછામાં ઓછી ૧૫ મિનિટ તો લાગશે જ...ભારે મુશ્કેલી છે...

## ૧૨. ઉપસંહાર



માર્ગાનુસારીના ૩૫ ગુણોમાંથી ૧૧ ગુણોની વાત આપણે કરી ગયા... માર્ગાનુસારીના આ એક–એક ગુણના પાલનમાં અનેક ગુણોને ખેંચી લાવવાની તાકાત છે...તો તેના એકાદ ગુણના પાલનમાં પણ થતી ઉપેક્ષાની તાકાત આત્માને ગુણોથી ભ્રષ્ટ કરી દેવાની છે...આ બે વાત સદાય નજર સામે રાખવા જેવી છે...

એક નાના બીજની તાકાત આખા ય જગતને હરિયાળીથી ભરી દેવાની છે...એ હકીકતની જાણ તો બીજને પોતાને ય નથી હોતી...પરંતુ એ જ બીજ જ્યારે ધરતીમાં જાય છે... તેને ખીલવા માટે યોગ્ય સામગ્રીઓ જ્યારે તેને મળે છે ત્યારે તે ફૂટે છે...અંકુરા રૂપે બહાર આવે છે...અને ઉત્તરોત્તર વિકાસ પામતાં તોતીંગ વૃક્ષ રૂપે તે આ ધરતી પર અડીખમ ઉભું રહે છે...ક્યાં બીજ વખતની તેની તાકાત અને ક્યાં વૃક્ષ વખતની તેની તાકાત !... **બીજના જતનમાં વૃક્ષનો જન્મ છે...બીજની ઉપેક્ષામાં વૃક્ષનો નાશ છે !...** એ જ રીતે માર્ગાનુસારીના એક–એક ગુણના પાલનમાં કેવળજ્ઞાન સુધીના ગુણોની પ્રાપ્તિની શક્યતા છે...અને એ ગુણના પાલનની ઉપેક્ષામાં એ સંભવિત ગુણોની પ્રાપ્તિની શક્યતા નહિવત્ છે... અલબત્ત, માર્ગાનુસારી ગુણોના અભાવમાંય સર્વવિરતિ ગુણસ્થાનક સુધી જીવ કદાચ શુભ ભાવોના ઉછાળાથી પહોંચી જાય તે બને. પરંતુ એ ગુણસ્થાનકે ટકી રહેવા માટે તો આ ગુણોનું પાલન જીવનમાં અમલી બનવું જ જોઈએ...

પેલું ફાનસ જોયું છે ને ?...અંદર નાનો દીવો સળગતો હોય છે... જ્યારે તેની ચારે ય બાજુ કાચની મોટી ચીમની હોય છે...ચીમની વિના દીવો સળગી જાય એ બને. પણ ચીમની વિના દીવો ટકી રહે એ અસંભવિતપ્રાયઃ છે... કારણ કે પવનની નાની લહેરી પણ એ દીવાને બુઝાવી દેવા સમર્થ બની જાય છે...

જ્યારે ચીમની હોય તો એ પવનના વાવંટોળ વચ્ચે પણ દીવાને સુરક્ષિત રાખે છે...પોતાની તમામ તાકાતથી દીવાનું તે રક્ષણ કરે છે...!... **માર્ગાનુસારીના ગુણો એ ચીમનીના સ્થાને છે જ્યારે તેની ઉપરના સમ્યગ્દર્શનાદિ ગુણો એ દીવાને સ્થને છે** !...ઉપરના એ ગુણોને ટકાવવા માર્ગાનુસારીના ગુણોનું પાલન જીવનમાં હોવું જ જોઈએ !

પુષ્પશાલ પુત્ર, પુણિયો શ્રાવક, મહાશતક શ્રાવક, સુલસા શ્રાવિકા, ઝાંઝરીયા ઋષિ વગેરે પુણ્યાત્માઓ આ માર્ગાનુસારી ગુણોના પાલનને મક્કમપણે વળગી રહ્યા તો ઉપર ઉપરના ગુણોને પામી શકયા–ટકાવી શકયા...જ્યારે મહામુનિ નંદિષેણ, અરણિક મુનિવર, અષાઢાભૂતિ, સિંહગુફાવાસી મુનિ, જમાલિ વગેરે આત્માઓ માર્ગાનુસારીના એકાદ ગુણના પાલન પ્રત્યે બેપરવા બન્યા તો છેક સર્વવિરતિ ગુણસ્થાનકેથી ય એક વાર તો નીચે ઊતરી જ ગયા.

પેલું વાકય આવે છે ને કે Every man Cannot be a Great man, but every man can be a Gentleman !

**અબજોની વસ્તીવાળી આ દુનિયામાં બધા જ માણસો કદાચ મહાન્ ન બની શકે તે બને... પરંતુ સજ્જન તો બધા ય બની શકે** !... મહાનતામાં ય સજ્જનતા તો વસેલી જ છે...જ્યારે સજ્જનતામાં મહાનતાની શકયતા રહેલી છે !...માર્ગાનુસારી ગુણોનું પાલન જીવને સજ્જન બનાવે છે...

પેલા એક સૂફી ફકીરની વાત આવે છે કે સોપારીના શોખીન તે ફકીરે એક દુકાનેથી સોપારી ખરીદી...એક ટુકડો મોઢામાં મૂકી બાકીની સોપારી ડબ્બીમાં મૂકી...તે ગામથી બીજે ગામ જવા માટે એ નીકળ્યા...પગપાળા ૫૦ માઈલ ચાલ્યા બાદ તેણે સોપારી ખાવા પેલી ડબ્બી ખોલી...સોપારી હાથમાં લેવા ગયો ત્યાં જોયું કે સોપારી પર એક કીડી ફરી રહી છે !...તે આશ્ચર્યચકિત થઈ ગયો... આ ડબ્બીમાં કીડી આવી કયાંથી ? બહુ વિચાર કરતાં ખ્યાલ આવ્યો કે જે દુકાનેથી આ સોપારી ખરીદેલી તે દુકાનમાં સોપારીના ડબ્બા પાસે જ કીડીની લાઈન ચાલતી હતી...તેમાંથી આ કીડી અહીંયા આવી ગઈ લાગે છે...તેના સ્વજન-પરિવારથી છૂટી પડી ગયેલી તથા પોતાના સ્થાનથી વિખૂટી પડી ગયેલી આ કીડી કેટલી દુઃખી થતી હશે !

આ વિચાર આવતાં જ તે ફકીર પાછો તે દુકાને જવા નીકળ્યો...૫૦ માઈલ પગપાળા પાછો ગયો...અને તે જ દુકાને જઈને કીડીની ચાલતી લાઈનમાં

ડબ્બીમાં રાખેલી સોપારી પર આંટા મારતી કીડીને સાચવીને મૂકી દીધી...કીડી મૂકતી વખતે તેની આંખમાં હર્ષાશ્રુ આવી ગયાં...એક જીવને બચાવી લીધાના આનંદ બદલ !

...માર્ગાનુસારી ગુણના પાલનની આ તાકાત છે કે તે આત્મામાં જીવો પ્રત્યે કોમળતાના પરિણામો પેદા કરી દે છે...શિષ્ટ સમાજની વચ્ચે સજ્જન તરીકે રહેવા માટેની તમામ લાયકાતો આત્મામાં પ્રગટાવી દે છે...અને એ જ સજ્જનતા આત્માને ધીમે ધીમે મહાનતા તરફ લઈ જવામાં ખૂબ ઉપકારક બને છે...

ભૂલશો નહિ, વર્તમાનકાળના વિલાસી વાતાવરણે સજ્જનતાને ય ખૂબ મુશ્કેલ બનાવી દીધી છે...એક બાજુ આત્મા પર અનાદિનું કુસંસ્કારોનું જોર છે... જ્યારે બીજી બાજુ જ્યાં જુઓ ત્યાં કુનિમિત્તોના ઢેરના ઢેર ખડકાયા છે...તેના કારણે મહામહેનતે આત્મામાં ઊભા કરેલા કેળના તાર કરતાંય પાતળા આ કોમળતાદિના ગુણોને તૂટી જતાં વાર લાગતી નથી...અરે ! એટલું જ નહિ, એ કોમળતાની જગ્યાએ જાણ્યે-અજાણ્યે કઠોરતા સ્થાન લઈ લે છે !

તમને ખબર પણ નહિ હોય કે વર્તમાન સરકારે કેવી સિફતપૂર્વક રોજની ખાવાની ચીજોમાં હિંસા ઘુસાડી દીધી છે !...તેને માટે આ એક જ સમાચાર ધ્યાનથી વાંચી લો. **'જન્મભૂમિ—ગુરુવાર તા. ૧૫ ઓક્ટોબર ૧૯૮૧...**

ગુજરાતના મત્સ્યખાતા અને સંશોધન સંસ્થાએ ચોક્કસ પ્રકારની માછલીમાંથી ખાદ્યલાયક મોટા પ્રમાણમાં પ્રોટીન વિકસાવ્યું છે જે એક ઉપયોગી ખોરાકની ગરજ સારે છે...

માછીમારો અમુક ચોક્કસ પ્રકારની માછલીઓને ફેંકી દે છે અથવા તેને સૂકવીને મચ્છીનું ખાતર બનાવે છે અને મચ્છીનો ખોરાક બનાવે છે. આ ચોક્કસ પ્રકારની માછલીઓમાં ગુણવત્તા ધરાવતી માછલીઓ કરતાં પણ વધુ પોષણદાયક તત્ત્વ રહેલું છે... **આ માછલીમાંથી બનાવવામાં આવતું પ્રોટીન પાપડ, સેવ, ભાજી મિક્સ અને ઇડલી મિક્સમાં વાપરી શકાય છે...તેમાંથી માછલીની દુર્ગંધ દૂર કરવામાં આવે છે.** સરેરાશ ભારતીય જનતાના ખોરાકમાં પ્રાણીજન્ય પ્રોટીનનો નોંધપાત્ર અભાવ હોય છે તેથી માછલીના પાવડરમાંથી બનાવવામાં આવેલી સુગરકોટેડ બે-ત્રણ ગોળીઓ લેવાથી આ ખોટ પૂરી કરી શકાય છે...

સાવધાન !...તમે પોતે જ ચૂંટીને મોકલેલા આ પ્રતિનિધિઓ તમારા

પેટને મડદાં દાટવાનું કબ્રસ્તાન બનાવી દેવાની યોજના ઘડી ચૂકયા છે...અને જાણ્યે-અજાણ્યે પણ કેઈ જીવો આ યોજનાનો ભોગ થઈ ગયા છે.

...કયાં એક પણ જીવની વિરાધના ન થઈ જાય, તે માટે માસખમણને પારણે પણ પ્રસન્નચિત્તે પોતાના પેટમાં કડવી તુંબડીનું શાક પધરાવી દેતા ધર્મરૂચિ અણગાર !... કયાં સોપારીના ટુકડા પર ચડી ગયેલી કીડીને તેના સ્થાને મૂકી દેવા ૫૦ માઈલનો પગપાળા પ્રવાસ કરતો પેલો સૂફી ફકીર ! કયાં કૂતરામાં પણ 'ભગવાન'ના દર્શન કરતા પેલા બાવાજી !...કયાં ચામડી પરથી નહિ ઊતરતા મંકોડાને બચાવવા છરીથી પોતાની ચામડી ઉતારી નાખતા મહારાજા કુમારપાળ !

અને કયાં કરોડો ટન માછલાંઓને રહેંસી નાખવાની યોજનામાં રાચતા આજના રાજકારણીઓ ! કયાં 'ઇંડામાં ભારોભાર પ્રોટીન' હોવાના જૂઠા પ્રચારોને પ્રસારિત કરતા આજના પ્રચાર માધ્યમો !...કયાં નાની જ ઉંમરમાં માત્ર 'સામાન્ય જ્ઞાન (!)' વધારવાની ગણત્રીએ જીવતા દેડકાઓને હસતા હસતા ચીરતા આજના નાના બાળકો ! કયાં સેવ અને પાપડ જેવી રોજીંદી ખાદ્ય-ચીજોમાં સિફતપૂર્વક માછલાઓનો પાવડર ઘુસાડી દેતી આજની ગોઝારી સંસ્થાઓ !

યુવકો ! તમે સજાગ બની જાઓ...**બહાદુરી હાથીને મારવામાં નહિં પરંતુ કીડીને બચાવવામાં જોઈએ છે !... કુરબાની યુદ્ધ કરવા માટે વધુ નથી આપવી પડતી, જેટલી શાંતિ રાખવા માટે આપવી પડે છે ! તાકાત ક્રોધ કરવામાં વધુ નથી જોઇતી, જેટલી ક્ષમા રાખવામાં જોઈએ છે ! બુદ્ધિ પૈસા મેળવવામાં એટલી નથી જોઈતી જેટલી એ પૈસાને યોગ્ય રસ્તે ખરચવામાં જોઇએ છે ! પરાક્રમ કોઈની આંખમાંથી આંસુ પડાવવામા નથી, પરંતુ પડતાં આંસુને લૂછવામાં છે...!**

યાદ રાખજો, Hardness g Stiffness are The Companions of Death કઠોરતા અને દુર્નમ્યતા એ મૃત્યુના સાક્ષી છે...જયારે Softness & Gentleness are The Companions of Life કોમળતા અને મૃદુતા એ જીવનના સાક્ષી છે !

શ્વાસોશ્વાસ લેવા અને મૂકવા એ જ જીવન નથી...જીવન તો છે કોમળતા અને મૃદુતા વગેરે ગુણોને આત્મસાત્ કરવામાં...સહન કરવામાં...ઝૂકી જવામાં... ક્ષમા આપવામાં...દાન કરવામાં...શીલ-સદાચાર સાથેની દોસ્તી કેળવવામાં !...

અને એ જ રીતે શ્વાસોશ્વાસની સમાપ્તિ એ જ મોત નથી...મોત તો છે નિર્દયતા, કઠોરતા, ક્રૂરતા, દુર્નમ્યતા, દુરાચારતા વગેરે અવગુણોયુક્ત જીવન જીવવામાં !...ત્યારે આના જ અનુસંધાનમાં બર્નાડ શૉએ એક જગ્યાએ લખ્યું છે કે **આ દુનિયામાં માણસો મરે છે તો બહુ વહેલા, માત્ર અગ્નિ સંસ્કાર જ મોડો થાય છે !**

૧૩-૧૩ રવિવાર સુધી તમે જે સાંભળ્યું છે એને ખૂબ શાંતિથી વાગોળજો...'સર્વજ્ઞકથિત ધર્મ એ જ તારણહાર છે' આ શ્રદ્ધાને ખૂબ જ મજબૂત બનાવી તાકાત હોય તો સર્વવિરતિ જીવન સ્વીકારજો...કમજોરીને કારણે ન સ્વીકારી શકો તો ય કમસે-કમ પાપની પ્રત્યેક ક્રિયામાં યતનાના પરિણામ તો લાવી જ દેજો...વિરાટ અનંતકાળને સદા ય નજર સામે રાખજો...'જડ વસ્તુના આંધળા રાગે જીવો પ્રત્યે આપણને વધુ ને વધુ નિર્દય બનાવ્યા છે.' આ શાસ્ત્ર-વચનને ક્યારેય ભૂલતા નહિ...આત્માને સજ્જન બનાવતા આ માર્ગાનુસારી ગુણોના પાલનમાં વધુ ને વધુ સજાગ રહેજો...પેલા એક કવિએ ગાયું છે કે...

**"યાત્રાએ જાઉં ત્યારે પથ સરલ ન જો, ફાવતા વા ન વાજો,**
**ને કંઠે શોષ ઊંડો જળ વિણ પડજો, આકરી લૂય વાજો;**
**ને એથી ય અકારી અઘવચ નડજો, કૈં ઉપાધિ અકલ્પી,**
**શ્રદ્ધાની કિંતુ કો'દિ નવ ખૂટી પડજો, વાટમાં વાટ-ખર્ચી."**

આ શ્રદ્ધાના દીવડાને જલતો રાખી જીવનને ઉર્ધ્વગામી બનાવો એ જ શુભેચ્છા...

---

## કેવું આશ્ચર્ય ?

- માત્ર અડધો કલાક જ ભોજન મોડું મળ્યું અને આપણે અકળાયા...
- રૂપિયા આપવામાં તેણે પંદર દિવસ મોડું કર્યું અને આપણે અકળાયા...
- નિયત સમય કરતાં મિત્ર વીસ મિનિટ મોડો પડયો અને આપણે અકળાયા...

**પરંતુ**

પરમાત્માના મિલન વિના આપણને કયારેય અકળામણનો અનુભવ જ નથી થયો...એ ય આશ્ચર્ય છે ને ?

# જૈન તત્ત્વ અને પરમાત્મભક્તિ

(વિશ્વદર્શન : આત્મદર્શન : પરમાત્મદર્શન : પરમાત્મભક્તિ)

## ૧. જૈન ધર્મનું મહત્ત્વ



**નાણં પયાસગં સોહઓ તવો સંજમો અ ગુત્તિકરો ।**
**તિણ્હં પિ સમાઓગે મોક્ખો જિણસાસણે ભણિઓ ॥**

અનંતગુણી અનંતઉપકારી અનંતજ્ઞાની અનંતા તીર્થંકર ભગવંતો જગતના કલ્યાણ માટે જે શાસન સ્થાપે છે તે જિનશાસનમાં અનંતઅનંત કાળથી જીવના માથે ચાલી આવતી જન્મ-મરણની આપદાનો અંત આપદામાંથી કાયમી છૂટકારો -મોક્ષ પ્રાપ્ત કરવા માટે કહ્યું છે કે પ્રકાશ કરનારું જ્ઞાન, શુદ્ધિ કરનાર તપ અને ગુપ્તિકર દ્વાર બંધ કરનાર સંયમ એ ત્રણના મેળાપથી મોક્ષ થાય.

મોક્ષ એટલે આત્મઘરમાં વાસ. અત્યારે આપણે શરીરમાં રહ્યા છીએ, પરંતુ એમાંથી એક દિવસ ઠીસમિસ થવાનું છે. શરીરાદિના બંધન ફગાવી આત્મઘરમાં રહીએ તો કાયમ વાસ મળે છે.

આત્મઘરમાં રહેવા માટે પહેલાં એમાં અજવાળું કરવું જોઈએ. એ જ્ઞાનથી થાય. પછી એમાંથી કર્મ કચરા-પાપના કચરા સાફ કરવા જોઈએ. એ તપરૂપી સાવરણીથી થાય. સાથે સાથે નવા કચરા ન આવે એ માટે બારી-બારણાં બંધ કરવા જોઈએ, એ સંયમથી થાય. આ ત્રણ મળે એટલે આત્મઘર રહેવા લાયક બને.

આપણે પહેલાં જ્ઞાનથી અજવાળું કરવું છે. એ માટે વિશ્વદર્શન, આત્મદર્શન અને પરમાત્મદર્શન કરવાનું છે. દર્શન એટલે ઓળખ-પરિચય. વિશ્વની ઓળખ થાય એમાં આપણા આત્માની ખરેખરી ઓળખ થાય. એમાં આત્મા પર-ઘરમાં આથડતો દેખાય એને સ્વ-ઘરમાં લાવવા માટે પહેલાં પર-ઘરને બદલે

પરમાત્માના ઘરનું આલંબન લેવું જોઈએ. એ માટે પરમાત્મદર્શન–પરમાત્માની ઓળખ કરવાની છે. એ કરીને પછી પરમાત્મભક્તિનો વિચાર કરવો છે. ૧૩ રવિવારની શિબિરમાં આનો પ્રકાશ મેળવવાનો છે.

આ બધો પ્રકાશ અરિહંત પરમાત્માએ આપેલો છે. એમનો આછો પરિચય થઈ જાય તો તેની આગળ બીજા ધર્મના પરમાત્માની વાતો કૂચા લાગે. કપોલ-કલ્પના લાગે.

મુંબઈ મુલુંડમાં સનાતની મેજિસ્ટ્રેટ હતા. આપણા એક શ્રાવકને કારણુસર એમની પાસે જવાનું થતાં 'અરિહંતની ઓળખાણ'ની પુસ્તિકા આપી. પછી ફરી મોકે લલિતવિસ્તરા શાસ્ત્રનું વિવેચન 'પરમતેજ' વાંચવા આપ્યું. એ વાંચીને મેજિસ્ટ્રેટ કહે, 'અહો! પરમાત્મા તો આવા સ્વરૂપના જ હોય.' પછી એ પ્રસંગે મુંબઈ જતાં રિટાયર્ડ મેજિસ્ટ્રેટ ગોરધનદાસને કહે,'મિસ્ટર ગોરધનદાસ! આડા અવળા ફાંફા શું મારો? પરમાત્માને ઓળખવા હોય તો લ્યો વાંચો, આ પુસ્તક.'

વિલાયતમાં વિશ્વપ્રસિદ્ધ નાટ્યકાર રાજનીતિજ્ઞોને સલાહ લેવા લાયક બર્નાર્ડ શૉ થઈ ગયો. નવ વર્ષની ઉંમરથી મહાન થવાના કોડ. ને ત્યારથી લાયબ્રેરીનો કીડો થઈ ગયેલો. એક વાર ગાંધીજીના પુત્ર દેવીદાસ ગાંધી એને મળવા ગયેલા. વાતવાતમાં ગાંધીએ પૂછ્યું :

Mr. Shaw! Do you believe in next life?

Oh yes, I do belive in it.

Then what would you like to be in next life?

I would like to be a Jain.

Oh! Leaving aside our big Hindu Community of 30 Crores why should you Choose to take birth in a small Jain Community?

You Hindoos have given up the Sole agency of Parmatmaship to an individual Like Rama or Krishna or Mahadeo. While Jainas say infinite Parmatmas have happened in past and will happen in future. So why should I not number myself as a Candidate for Parmatmaship accepting Jainism taking birth in a Jain family?

સારાંશ : શૉએ કહ્યું, 'હું પુનર્જન્મમાં માનું છું અને આવતા જન્મમાં જૈન થવા ઇચ્છું છું કેમકે જ્યારે હિંદુઓએ પોતાના કૃષ્ણ કે મહાદેવને જ પરમાત્મા તરીકે સ્થાપ્યા છે, ત્યારે જૈનો કહે છે, 'અમારે ત્યાં અનંતા પરમાત્મા થઈ ગયા અને હજી અનંતા થશે.' તો એમાં જ નંબર ન લગાડું ? માટે જૈનધર્મ પસંદ કરું છું.' બર્નાર્ડ શૉએ દુનિયાભરના ધર્મોનું અને બીજું સાહિત્ય વાંચેલું. એમાંથી એને લાગ્યું કે વૈજ્ઞાનિક અને ક્રમિક ઉત્થાન બતાવનારો કોઈ ધર્મ હોય તો તે જૈનધર્મ છે.

બંગાળી એડવોકેટ હરિસત્ય ભટ્ટાચાર્યે દુનિયાના ધર્મોની ફિલોસોફીઓ વાંચેલી પણ દરેકમાં વિસંવાદ જોઈ સંતોષ નહિ, તે વાદિદેવસૂરિ મહારાજનું 'પ્રમાણનયતત્ત્વાલોકાલંકર જૈનદર્શનશાસ્ત્ર તેનો સંક્ષેપ રત્નાકરઅવતારિકા વાંચવામાં આવી, ઠરી ગયા. લાગ્યું કે સાચી ફિલોસોફી તો આ જ. ષડ્દ્રવ્ય પર નિબંધ (થિસિસ) લખી કલકત્તા યુનિવર્સિટીને તપાસવા આપ્યો. એના માંધાતા પરીક્ષકો મૌખિક મુલાકાતમાં પૂછે,—'આ અણુવિજ્ઞાન આદિ તમે ક્યાંથી લાવ્યા ?' ભટ્ટાચાર્ય કહે, 'આ તો જૈન દર્શનના દરિયામાંથી એક ટીપું માત્ર લાવ્યો છું.' પછી તો એમણે જૈનધર્મ ને બૌદ્ધધર્મ, જૈનધર્મ ને ખ્રિસ્તીધર્મ વગેરે પર લેખો લખી બીજા ધર્મોની અસંગતતા ને જૈનધર્મની સંગતતા બતાવી. ઊંઝા ફાર્મસીએ કેટલાક લેખોનું ગુજરાતી કરાવી 'જિનવાણી' પુસ્તક બહાર પાડયું છે. જૈનધર્મનાં તત્ત્વો, સિદ્ધાંતો, આચાર, માર્ગ વગેરે બધું એમને તર્કસિદ્ધ અને અ-વિસંવાદી લાગ્યું.

જૈનધર્મે વિશ્વનું દર્શન એવું કરાવ્યું છે કે આ વિશ્વ મુખ્ય બે તત્ત્વમય છે. એક જીવ અને બીજું જડ. જીવની જ્ઞાનશક્તિ અને પુરૂષાર્થશક્તિ તથા જડના ઉપાદાન તથા નિમિત્ત ઉપર વિશ્વનું સંચાલન થાય છે. આ જડના ચાર વિભાગ છે : ૧. ધર્માસ્તિકાય, ૨. અધર્માસ્તિકાય, ૩. આકાશાસ્તિકાય ને ૪. પુદ્ગલાસ્તિકાય. 'અસ્તિકાય' એટલે પ્રદેશો (અંશો)નો સમૂહ. આ દરેકમાં અંશો છે. જીવને પણ અંશો છે, માટે તો કહીએ છીએ કે મને માથાના ભાગમાં દુઃખે છે, પગના ભાગમાં નહિ. તેથી જીવ પણ અસ્તિકાય છે. કુલ પાંચ અસ્તિકાય, એમાં કાળ ઉમેરીએ તો કુલ ષડ્ દ્રવ્ય થાય. વિશ્વ ષડ્દ્રવ્યમય છે. એ શાશ્વત છે.

આમાં જીવ અને પુદ્ગલને ગતિમાં સહાયક તત્ત્વ એ ધર્માસ્તિકાય છે, જેમ માછલીને ગતિમાં સહાયક પાણી છે. તેથી તો જીવ અને પુદ્ગલોની ગતિ માત્ર લોકાકાશમાં જ છે. કેમકે ત્યાં જ ધર્માસ્તિકાય છે, અલોક આકાશમાં નહિ. એમ સ્થિરતામાં સહાયક તત્ત્વ છે અધર્માસ્તિકાય. આકાશ પાંચ દ્રવ્યોને રહેવા અવકાશ

આપે છે. જેટલા આકાશભાગમાં પાંચ દ્રવ્યો છે તેને લોકાકાશ કહેવાય છે. બાકી અલોકાકાશ અનંત છે. પુદ્ગલ એટલે જેને રૂપ, રસ, ગંધ અને સ્પર્શ છે તે. અણુ-પરમાણુથી માંડી મોટા પર્વત પૃથ્વી વગેરે સ્કન્ધો બધા પુદ્ગલ કહેવાય. જીવ ચેતન છે. એમાં જ્ઞાન, વીર્ય, સુખ વગેરે ગુણો છે.

આ વિશ્વમાં પુદ્ગલ અનંતાનંત છે. જીવો અનંતાનંત છે. આ જીવો મિથ્યાત્વ અને અસત્ પુરુષાર્થથી કર્મ ઉપાર્જે છે. ને કર્મથી જુદી જુદી ગતિઓનાં શરીર વગેરે બની જીવને એ ભોગવવાં પડે છે. આપણા આત્માનો આમાં નંબર છે, એને જો જ્ઞાન-તપ-સંયમ મળે તો આ કર્મબલા છૂટે ને મોક્ષ થાય.

જૈનધર્મની વિશ્વદર્શન અંગેની વિસ્તૃત વાતો એવી છે કે ભલભલાનાં ત્યાં હૈયાં ઓવારી જાય, શિર ઝૂકી પડે, મન મુગ્ધ થઈ જાય. પછી તો જૈનધર્મના આચારમાર્ગને જીવનમાં વણી લે. જાણો છો, એ જ બર્નાર્ડ શૉ એક વાર પાર્ટીમાં જમવા ગયેલ. ત્યાં બધું માંસાહારી ભોજન હતું. બીજાઓએ ખાવા માંડયું. બર્નાર્ડ શૉ જૈનધર્મ પર મુગ્ધ થઈ ગયેલ, માંસાહાર નથી કરતા. બીજાઓ પૂછે,—'મિ. શૉ! તમને ભૂખ નથી? શૉ રમુજી હતા. તે કહે, 'માફ કરજો સાહેબ! મારું પેટ મડદાં દાટવાનું કબ્રસ્તાન નથી.' આ વિલાયતમાં જન્મેલા ને ઉછરેલાની વાત છે. આજે ભારતમાં નિર્જીવ ઈંડાનો પ્રચાર ચાલે છે, કેમ જાણે એ માંસાહાર નથી! મરઘી પર રાસાયણિક પ્રયોગથી બળાત્કારે વારંવાર ગર્ભ ધારણ કરાવે અને ગર્ભને જલદી પકવવામાં આવે. જલદી પ્રસૂતિ એટલે સહજ છે કે એમાંથી જીવ ચ્યવી જાય. પછી મરઘી એને શાની સેવે? તો શું એને જડ કહેવાય? ગર્ભાશયમાં જ જે ઉત્પન્ન થાય, ઉછરે, એ જીવ વિના ન બની શકે.

જૈનોએ આવા પ્રચારથી દોરવાઈ ન જવાય. જૈનધર્મમાં તો ઠેઠ એકેન્દ્રિય વનસ્પતિ સુધીના જીવોની દયા માની છે. એ પંચેન્દ્રિયજીવની હિંસાથી નીપજતા માંસાહારમાં પડે?

જુઓ, એ જ બર્નાર્ડ શૉને જૈનધર્મ માત્ર માન્યતામાં નહિ, કિન્તુ જીવનમાં કેવો ઊતરી ગયેલો કે એકેન્દ્રિયજીવો પ્રત્યે પણ એના હૈયામાં દયા હતી. એક વાર એક લેડી એમને મળવા આવી. ટેબલ પર ખાલી ફૂલદાની જોઈ પૂછે છે:

'Mr. Shaw! don't you like flowers?'

'Oh! I have very much love for flowers.'

પેલી લેડી કહે, 'તો પછી અહીં ફૂલદાનીમાં ફૂલો કેમ નથી?' શૉ કહે,

'ફૂલો પર મને પ્રેમ છે તેથી જ બિચારા ફૂલો જે છોડવા પર રહે તો ૨–૪ દિવસ જીવતાં કલ્લોલ કરે, એમને ત્યાંથી ચૂંટી મંગાવી અહીં ૨–૩ કલાકમાં ચિમળાઈ જવાની સ્થિતિમાં કેમ મૂકી શકું ?'

પરદેશમાં જન્મેલાની આ જૈનધર્મની દયા–જયણા જુઓ અને શ્રાવકકુળમાં જન્મેલાની સ્થિતિ જુઓ. અમે ક્યાંક ગોચરી ગયા. કીડીઓ દેખી કહીએ, 'અહીં બહુ કીડીઓ છે. ત્યારે બાઈ બોલશે, 'સાહેબ, ઉનાળાના દહાડા છે ને ?' લ્યો, કોઈ જયણાની વાત છે ?...કીડીઓ મરે એના દુઃખની વાત છે ?

જર્મન લેડી ક્રાઉઝે જૈનધર્મ સ્વીકાર્યા પછી અહીં ભારતમાં આવેલ. એક શ્રાવકને ત્યાં મહેમાન હતી. જમવામાં કેરી પીરસાઈ. બાઈ તરત તડૂકી, 'અરે ! આર્દ્રા બેસી ગયા; કેરી ખવાય ?' ત્યાં જમવા બેઠેલાનાં મોઢાં કેવાંક થયાં હશે ?

વિશ્વ-દર્શનમાં અનંતા આત્માની વાત છે. એ કેમ વિશ્વમાં રખડે છે ! જન્મ-મરણ–જન્મમરણ કેવા કરે છે, ચારે ગતિઓમાં કેવી દુર્દશા પામે છે, એ બધું જ્ઞાન મળે એમાં આપણા આત્માની પણ દુર્દશા જાણવા મળે. આત્મદર્શનમાં આપણા આત્માનો પરિચય મેળવવાનો છે, એનો કેમ ઉદ્ધાર થાય એ પણ પરિચયની વસ્તુ છે.

વિશ્વદર્શનમાં આત્મદર્શન અને આત્મદર્શનમાં પરમાત્મદર્શન કરવાનું છે; કેમકે આત્માનો ઉદ્ધાર પરમાત્મા થકી જ થાય છે. પરમાત્મા અચિંત્ય પ્રભાવવંતા છે. કાર્ય બનવામાં ભવિતવ્યતાદિ પાંચ કારણ કામ કરે છે, પરંતુ એની ય ઉપર વર્ચસ્વ પરમાત્માનું છે. કહો, પરમાત્મા અસાધારણ કારણ છે.

પરમાત્માનો પ્રભાવ કેટલો બધો છે એ જુઓ. ઉજ્જૈન પાસે ૭ માઈલ દૂર પર હાસામપુરા તીર્થ છે. એ હતું જીર્ણશીર્ણ સ્થિતિમાં. રંગમંડપ તૂટી ગયેલ ત્યાં ચાઈનીસોએ આવી ધામો નાખ્યો. પુજારીએ ના પાડી તો ય ન ખસ્યા. રાતના પથરા પડવા મંડ્યા ! તે જાય ભાગ્યા ..એક વાર મેળો ભરાયેલ. બુંદીની ચાસણીની મોટી કઢાઈ ચૂલેથી રસોઈઓ અને એક શ્રાવક નીચે ઉતારતા હતા, ચાસણી છલકાઈ શ્રાવકના પેટથી માંડી પગ પર પડી. પણ શ્રાવક કહે, 'મને ઠંડા પાણી જેવું જ લાગ્યું છે.'–પ્રભુનો પ્રભાવ.

અમેરિકામાં એક મોટર મેન્યુફેક્ચરરનો અકસ્માતમાં પગ ખોટકાયો. તે આમ તો મોટરમાં જ ફરે, પરંતુ એક સાંકડી ગલીમાંથી દોઢ પગે ચાલીને જતો હતો. સામેથી પાદરી આવે છે, ને પૂછે છે,–'કેમ આમ ચાલો છો ?' પેલો કહે, 'અકસ્માત

થયો. હવે ડૉ. કહે છે, બચી ગયા એ પ્રભુનો આભાર માનો. બાકી હવે આટલી ખોડ તો રહેશે જ.' પાદરી કહે, 'રહે નહિ.' પેલો કહે, 'કેવી રીતે ?'

પાદરી કહે, 'You pray to God.'

'પેલો કહે, 'Non Sense, I don't believe in God.'

પાદરી કહે, 'માનો કે ન માનો, આમ તો ખોડમાં સુધારો નથી થવાનો. પરંતુ જુઓ, આ મારી ડાયરીમાં અસાંખ્ય હઠીલા દરદ પ્રાર્થનાથી નષ્ટ થયાના દાખલા છે.'

પેલાએ જોયું. કહે,–'સારું સારું. તો હું પણ પ્રાર્થના કરીશ.'

સવાર–સાંજ એકાંત રૂમમાં ઘૂંટણીએ પડી, મંડયો પ્રાર્થના કરવા. જુઓ, કેવી વિચિત્ર શબ્દોમાં પ્રાર્થના !...

Oh my Lord ! you see I am a motor manufacturer. I manufacture motors and sell to my customers. If any customer comes to me with a complaint, "Sir, this motor is manufactured in your factory. Now it goes wrong and so requires reparation." I get it repaired immediately free of charge because I understand that I am duty bound to repair it. Now Oh my Lord ! you see that this my body is manufactured in your factory. Now it goes wrong, but I have complete trust in you that when a small man like me, gets my impaired production repaired, then you the greatest father of fathers of this universe shall get my leg completely cured.

કહેવાની જરૂર નથી કે આ પ્રાર્થનાથી ત્રણેક માસમાં એનો પગ સારો થઈ ગયો.

૨.

# વિશ્વદર્શન



અનંતઉપકારી પરમમંગલમય જિનશાસનનાં તત્ત્વ સમજવા માટે આપણે વિશ્વદર્શન, આત્મદર્શન અને પરમાત્મદર્શનનો વિચાર કરીએ છીએ. પછી એના પર પરમાત્મભક્તિનો વિચાર કરવો છે.

વિશ્વદર્શનમાં ગયા વખતે જોયું કે વિશ્વ શું છે. ચેતન અને જડ દ્રવ્યોનો સમૂહ એ વિશ્વ. દ્રવ્યો છ છે, એમાં ધર્માસ્તિકાય વગેરે પાંચ અસ્તિકાય એ પાંચ દ્રવ્ય છે, એમાં કાળ દ્રવ્ય ઉમેરીએ એટલે છ દ્રવ્યો થાય. કાળ એ અસ્તિકાય કેમ નહિ ? એટલા માટે કે જયારે માંગો ત્યારે વર્તમાન એક જ સમય એક જ સૂક્ષ્મ અંશ મળે, તેથી કાળ એ અંશસમૂહ યાને અસ્તિકાય નહિ.

છને દ્રવ્ય એટલા માટે કહેવાય છે કે એ ગુણો ને અવસ્થાઓ અર્થાત્ પર્યાયોનો આધાર છે. 'ગુણ-પર્યાયવત્ દ્રવ્યમ્' એ સૂત્ર છે. દા. ત. પુદ્ગલ દ્રવ્ય, Matter એ રૂપ-રસ-ગંધ-સ્પર્શ વગેરે ગુણોનો આધાર છે. એમ માટી દ્રવ્ય, પિંડો-ઘડો-ઠીકરા-ધૂળ વગેરે અવસ્થાઓનો (પર્યાયોનો) આધાર છે. એમ આત્મા દ્રવ્ય, રાગ-દ્વેષ-જ્ઞાન-ઇચ્છા-સુખ-દુઃખ વગેરે ગુણોનો અને બાલ્યાવસ્થા-કુમારાવસ્થા યુવાવસ્થા વગેરે પર્યાયોનો આધાર છે. આ હિસાબે આકાશદ્રવ્ય પણ અવકાશદાનના ગુણવાળું છે અને મંડપાકાશ ગૃહાકાશ વગેરે પર્યાયોવાળું છે.

જૈનશાસનના આ છ દ્રવ્યોનું એટલું બધું મહત્ત્વ છે કે...દા. ત. અનુત્તરવાસી દેવ નિર્વિકાર વીતરાગ જેવા હોય છે કેમકે એમને એટલા બધા ઊંચા શાતાવેદનીયકર્મનો ઉદય છે કે એમને ઇન્દ્રિયોમાં વિષયવિકારની ખણજે જ ઊઠતી નથી. આ ખણજ એક પ્રકારની મનની અરતિ અર્થાત્ અશાતા જ છે, ત્યારે આ દેવોને વિષયોની આતુરતા જ નહિ, તો આયુષ્યના ૩૩ સાગરોપમ યાને ૩૩૦ કોડીકોડી પલ્યોપમ જેવા જંગી કાળમાં શું કરે ? આ જ, કે ષડ્દ્રવ્યનું ચિંતન કરે.

એકેક દ્રવ્યના એટલા બધા સ્વ–પર પર્યાયો (પલટાતી અવસ્થાઓ) છે કે એનું ચિંતન કરતાં કાળ ખૂટે, પણ પર્યાયો ચિંતવવાના ખૂટે નહિ. ૧૪ પૂર્વ મહાશાસ્ત્ર ગણાય, મોટા દરિયા જેવા! ૧૬૩૮૪ હાથી પ્રમાણુ મસીથી લખાય એટલા મોટા! પરંતુ એના પદ–અક્ષર સંખ્યાતા, ત્યારે એના પર્યાયે તેમજ એના કહેલા દ્રવ્યો અને એ દ્રવ્યોના સ્વ–પર પર્યાયો અનંતા. આમાં ચિંતન–મસાલો ક્યાં ખૂટે?

આપણે પણ જો વિચાર કરીએ કે, 'આવા વિરાટ વિશ્વમાં અર્થાત્ આવા અનંતપર્યાયયુક્ત ષડ્દ્રવ્યમાં આપણે પણ એક દ્રવ્ય આત્મદ્રવ્ય તરીકે ક્યાં ઊભા છીએ?' તો આપણી દૃષ્ટિ બહુ વિશાળ–વિસ્તૃત બને. ષડ્દ્રવ્યરૂપી કુટુંબમાં આપણું કયું સ્થાન? આપણે બીજા દ્રવ્યો સાથે કેવો કેટલો સંબંધ? એમાં ય ખાસ કરીને ૭ દ્રવ્યોમાં મુખ્ય દ્રવ્ય બે, જીવ અને પુદ્ગલ. તો અનંતા જીવો સાથે અને અનંતા પુદ્ગલ સાથે આપણે કેવો સંબંધ? એ વિચારીએ તો આપણી જડ બુદ્ધિમત્તા ટળે. આપણે શરીરથી ભિન્ન આત્મા છીએ. પણ પૂર્વે અને આજે ય કેટલાકને આત્માની શ્રદ્ધા નથી હોતી, પ્રદેશી રાજા નાસ્તિક તે 'સાધુ–સંન્યાસી–બાવા–જોગી લોકોને ખોટું ધર્મનું પૂછડું પકડાવી દુઃખી કરે છે.' એમ માની એણે શહેરમાં સાધુ–સંન્યાસીને પેસવા દેતા બંધ કરાવેલા. એના ધર્માત્મા મંત્રીને એ દાઝતું, તેથી એક વાર બહારથી ગામબહાર પાર્શ્વપ્રભુના શાસનના કેશી ગણધર મહારાજને લઈ આવ્યો. રાજા કહે કોણ છે એ સાધુ? દંડા મારીને હાંકી કાઢો. મંત્રી કહે, 'મહારાજા! એ કેટલાય રાજાઓના ગુરુ છે તેથી એ, રાજાઓને કહેશે: પ્રદેશી રાજાને વાત કરવાની હિંમત નહોતી તેથી દંડા મરાવ્યા માટે આપ પોતે સમર્થ છો, એમને યુક્તિથી ચૂપ કરી દો તો આપોઆપ ચાલ્યા જશે. 'રાજા કહે, 'હા, એ બરાબર. ચાલો ત્યાં.'

રાજા આવ્યો, કહે છે 'એય! લવારો શું કરે? ધરમ કરો ધરમ કરો નહિતર તમારો આત્મા પાપથી દુર્ગતિમાં જશે. આત્મા પરલોક પાપ પુણ્ય કોણે દેખ્યો? એક ચોરના મેં રાઈ રાઇ જેટલા ટૂકડા કરાવેલા, ક્યાંય આત્મા દેખ્યો નહિ. જો આત્મા જેવી વસ્તુ હોય તો તો મારા પિતા ધરમ ન કરીને નરકે ગયેલા મને કેમ ધરમની પ્રેરણા કરવા ન આવે? મારી માતા ધર્મઘેલી હતી, તો એ સ્વર્ગે ગયેલી મને કેમ ધરમમાં પ્રેરવા ન આવે? બોલ, બોલ, કેમ મૂંગો? આચાર્ય મહારાજ કહે '(૧)' આ તું રાજા, બીજો મંત્રી, ત્રીજો વળી હવાલદાર સૌ માતા–પિતાના પુત્ર અને મનુષ્ય છતાં ફરક કેમ? (૨) બિમારી આવી, વૈદને કહે છે,–'જુઓને આ મારું શરીર બગડી ગયું છે,' શરીર જ આત્મા હોય તો એમ કહેવું જોઈએ–'આ હું બગડી ગયો છું' (૩) શરીર એ બે–થાંભિયો મહેલ

છે. એમાં પાકખાનું-પાયખાનું, બોઈલર, મશીન, પાંચ ઇન્દ્રિયરૂપ ઝરૂખા, મન મૅનેજર છે, આ બધાનો માલિક કોણ? (૪) ભોગવનાર કોણ? (૫) રીપેરિંગ—પફ પાઉડર વગેરે માવજત કરનાર કોણ? (૬) ઇન્દ્રિયો દરેકના વિષય જુદા: આંખ શબ્દ ન સાંભળી શકે, કાન રૂપ ન જોઈ શકે, છતાં બધાનું મિશ્રિત જ્ઞાન કરનાર કોણ? 'જે હું જોઉં છું તે જ હું સાંભળું છું.' આ 'હું' કોણ? (૭) જીવને અંતિમ પ્રિય કોણ? વધુ પ્રિય વેપાર ખાતર ઓછો પ્રિય આરામ જતો કરે છે, વધુ પ્રિય પૈસા ખાતર ઓછા પ્રિય ખોટનો વેપાર મૂકી દલાલી કરે છે. બિમાર પુત્ર ખાતર પૈસા જતા કરે છે. ઘરમાં રાતે આગ લાગી. ચોથે મજલે છોકરાને મૂકી પોતે પહેલે-બીજે મજલે રહેલો બહાર કૂદી પડે છે, તેમાં શરીર ખાતર પુત્રને જતો કરે છે. એ કોઈક વાર શરીર બાળી મૂકે એ કોના ખાતર? કહો દુઃખી આત્મા ખાતર. 'મરું પછી મારે જોવું નહિ,' 'મારે' એટલે આત્માને. (૮) જાતિ-સ્મરણ પૂર્વભવનું સ્મરણ થાય તેમાં પૂર્વનું શરીર તો રાખ થઈ ગએલું. અહીં નવા શરીરને યાદ શી રીતે આવ્યું? કહો, પૂર્વેથી આત્મા ચાલી આવેલો એ યાદ કરે છે!

ચાણસમામાં એક છોકરો એક દિવસ બાપને કહે, 'મારું ઘર વિરમગામમાં છે. હું હરગોવિંદ પટેલ હતો' એને લઈ ગયા ત્યાં પોતાની પૂર્વની પત્ની પુત્રો વગેરેને ઓળખાવ્યા, બનેલી કેટલીક વિગતો કહી, કુટુંબે કબૂલ કર્યું કે એ સાચી છે.

'Is search of Divine Life.' પુસ્તકમાં યુરોપિયન લેખક લખે છે કે ભારતના યોગીઓની મુલાકાતોમાંથી જે ભારતીય ઊંચું તત્ત્વજ્ઞાન મળ્યું એ મારા યુરોપિયન બંધુઓ સમજી નહિ શકે, પરંતુ એના પાયાની એક વસ્તુ અહીં બતાવું છું. આપણે 'હું બોલું છું' 'હું જોઉં છું' 'હું ચાખું છું' 'હું શરીર સાફ કરું છું' વગેરે બોલીએ છીએ, એમાં 'હું' એ કોણ છે! એકાંતમાં બેસી આંખ મીંચી અંદર જુઓ અને પૂછો—(૧) શરીરના ગાત્રોને પ્રવર્તાવનાર, બીજી બાજુ ફેરવનાર, પ્રવૃત્તિ બંધ કરાવનાર 'હું' નામની કોઈ વ્યક્તિ છે. બજાર તરફ શાકભાજી લેવા પગ ઉપાડયા, વચમાં કાંક યાદ આવતાં પાછા ઘર તરફ વળ્યા. એમ ઇન્દ્રિયોને મરજી મુજબ પ્રવૃત્તિ-પરિવર્તન-નિવૃત્તિ કરાવનાર એ જ 'હું' વ્યક્તિ છે. આંખને એક વસ્તુ જોવામાંથી બીજી જોવામાં ફેરવે છે. અથવા આંખને જોવાનું બંધ કરાવી, કાનને પડદા પાછળની કોઈની ગુસપુસ સાંભળવામાં સરવા કરે છે, એવી રીતે (૩) વાણીને ધાર્યા પ્રમાણે-પ્રવર્તાવે, ફેરવે, બંધ કરે છે. ઘરાક જેમ તેમ બોલ્યો તો વેપારી ગુસ્સાથી એવું જ સંભળાવે છે, પણ પછી ઘરાક કહે, 'ઠીક ઠીક, પેલા પાંચ તાકા કાઢો, લો આ રોકડા રૂપિયા...' તો વેપારી તરત વાણી ફેરવી તોલે છે, નરમાશથી બોલે છે. આ વાણીને ચલાવનાર

વ્યક્તિ 'હું' છે. આગળ વધીને (૪) મનને પ્રવૃત્તિ-પરિવર્તન-નિવૃત્તિ કરાવનાર અર્થાત્ અમુક વિચારણા ચાલુ કરનાર, કંઈક અગત્યનું યાદ આવતાં મન પાસે વિચારણા ફેરવાવનાર, ને થાકેલા મનને વિચારો બંધ કરાવનાર વ્યક્તિ 'હું'— આમ સોવરેન રાજા કિલ્લા પરથી ઈશારો કરે એ પ્રમાણે બહાર એની સેનાની રેજીમેન્ટો ગોઠવાઈ જાય છે; કેમકે રાજાનું એમના પર વર્ચસ્વ છે. તમે એકાંત ઓરડામાં વિચારો, 'ગાત્રો-ઇન્દ્રિયો-વાણી અને મન ઉપર વર્ચસ્વ ધરાવનાર 'હું' છું. આ 'હું' કોણ? કેવો છું? એ આંખ મીંચી અંદરમાં જુઓ, જોયા જ કરો. તમને રોજ કલકો સુધી જોતાં આત્મા લાલ કે પીળો? લાંબો કે ટૂંકો? કાંઈ જ દેખાશે નહિ; પરંતુ આ રીતે વિચારતાં તમારાં ગાત્રો ઇંદ્રિયો-વાણી મન પર તમારો કાબૂ આવશે, તમારું સત્ત્વ વિકસશે; તમે ધારો તે જ વિચાર આવે, ખોટા ખરાબ વિચારોને બંધ થઈ જવું જ પડે.

મલાડમાં શિબિર પછી એક વિદ્યાર્થી ભણવા સાથે રહ્યો. એ કહે 'સાહેબ! નીચે દેરાસરમાં જતાં ભગવાનનાં દર્શન કરવા માંડયાં ને વચમાં ને આજુબાજુ ઉદ્ભટ વેશવાળાં રમકડાં આવી ઊભા રહે, એટલે ભગવાનને મૂકી આંખ ને મન ત્યાં જ દોડે છે, તો દહેરે જવું કે નહિ?' મેં એને આ 'હું'ના વર્ચસ્વનો પ્રયોગ શિખવાડયો. ત્રણ દિવસ અંદરના રૂમમાં બેસી કરવા માંડયું. પછી કહે, 'સાહેબ! હવે દેરાસરમાં ભગવાન સિવાય બાઈઓ પર આંખ જતી જ નથી, આંખ પર કાબૂ આવી ગયો છે. આંખને હુકમ કે 'સ્ત્રી પર નથી જવાનું' તો તે હુકમ એણે પાળવો જ પડે, એવું થઈ ગયું છે.

કેશી ગણધરે રાજાને કહ્યું, આત્મા જ કર્મના કર્તા, એવો કર્મનો ભોક્તા છે. તારો નાસ્તિક પિતા નરકમાં પરાધીન દશામાં, તે ક્યાંથી અહીં આવી શકે? તારી રાણીને અડપલું કરનારને તું જેલમાં પુરાવી ફટકા મરાવતો હોય, ને એ કહે 'હું ઘેર દીકરાને કહી આવું' તો તું એને શાનો જવા દે? તારી ધાર્મિક માતા સ્વર્ગના દિવ્ય પદાર્થો ને દિવ્ય સુવાસમાંથી પાયખાના જેવા આ મનુષ્યલોકમાં શાની આવે? તું શૌચ જઈ આવી નાહીધોઈ રાજવી વેશ સજી તૈયાર થયો ને પાયખાના પાસે ભંગી બોલાવે તો તું જાય? માટે આત્માને માન અને પાપ છોડ.'

પ્રદેશી રાજાને વાત જચી ગઈ. જીવનમાં કરેલાં ને કરાતાં પાપનો ભય લાગ્યો, બચાવનો ઉપાય પૂછ્યો. આચાર્ય મહારાજે શ્રેષ્ઠ ઉપાય સર્વવિરતિચારિત્રને કહ્યો, એ શક્તિ ન હોય તો એની શક્તિ લાવનાર સમ્યક્ત્વપૂર્વક શ્રાવકધર્મનાં ૧૨ વ્રત ઉપદેશ્યાં. પ્રદેશીએ એ શ્રાવકધર્મ સ્વીકારી ગુરુનો ખૂબ ઉપકાર માન્યો. મહેલ તરફ આવતાં, પહેલાં તો ઊંચી આંખે મહેલના ઝરૂખામાં ખડી રાણી સૂર્યકાન્તાને

જોતો જોતો આવતો, તે હવે પગ નીચે જીવજંતુ ન મરે એ માટે નીચું જોઈને ચાલે છે. મહેલમાં આવ્યા પછી પણ પૂર્વની જેમ મોહના ચાળા અડપલાં ન કરતાં ગંભીરપણે વર્તે છે. રાણી પૂછે,–'કેમ આજે આમ?' રાજા કહે, 'મોહ-મદિરાનો નશો ઉતરી ગયો એટલે નશાના ચાળા શા કરવા?' પછી રાજાએ કેશી ગણધરની વાતો સમજાવી કહ્યું, 'આવો ઊંચો માનવ-અવતાર તો જન્મ-મરણ-જન્મ-મરણની અનંત અનંત કાળની વેઠનો અંત લાવવા માટે છે, એને જનાવરની જેમ વિષયોમાં વેડફી નાખતાં ફરી પાછું હલકા ભવોમાં ભટકવાનું ઊભું થાય છે, માટે હવે તો એનો ત્યાગ કરી ધર્મમાં લાગી જવું સારું...' પરંતુ વિષયાંધ રાણી શે માને? એણે તો નક્કી કર્યું—'આ પતિ જીવતાં, હવે વિષય-વિલાસ મળે નહિ, માટે આને ખત્મ કરું.' રાજા તો શ્રાવકપણાના આચારમાં આવી ગયો છે. નાસ્તિક પ્રદેશી હવે દર ચૌદસે પૌષધમાં રહે છે. તે એવા એક પૌષધને પારણે રાણીએ ઝેર દઈ દીધું. રાજાને આંખો-જીભ-નસો ખેંચાવા લાગી...સમજી ગયો, રાણી પર દ્વેષ ન લાવ્યો, પોતાના કર્મનો વિપાક સમજી હૈયે હૂંફ ધરે છે—'મારે શી ફિકર? મને અરિહંતદેવ, સુગુરુ, જૈનધર્મ મળ્યો છે...' એમ અનુમોદના સાથે બધું વોસિરાવી નવકાર ધ્યાનમાં એ ચઢી ગયો. સમાધિમરણ પામી પહેલા દેવલોકે સૂર્યાભવિમાનનો માલિક દેવ થયો અને અહીં વિચરતા મહાવીરપ્રભુની આગળ આવી ૩૨ દેવતાઈ નાટક કર્યાં.

આત્માની પ્રમાણોપૂર્વક સાબિતી થયા પછી આપણને આપણા આત્માની શ્રદ્ધા થાય. વિશ્વ તરફ જોતાં દેખાય કે અનંતકાળમાં આપણો આત્મા વિશ્વના જીવો જેવા જન્મ અનંતવાર પામી અહીં આવ્યો છે, ને આગળ પણ જન્મ લેવાના નિશ્ચિત છે, સિવાય કે મોક્ષમાર્ગની ટોચની આરાધના કરી આપણા આત્માનો આ સંસારથી મોક્ષ-છુટકારો કરીએ.

**વિશ્વમાં જીવો બે પ્રકારે :** મુક્ત અને સંસારી. મુક્ત એટલે કર્મ-શરીર-ઇંદ્રિયો વગેરેનાં બંધનથી સર્વથા મુક્ત થયેલા અને અનંતજ્ઞાન-દર્શનયુક્ત સુખમય અરૂપી નિરંજન નિર્વિકાર બનેલ શુદ્ધ આત્મા, એ ૧૪ રાજલોકને મથાળે હંમેશ માટે સ્થિર થાય છે.

સંસારી એટલે કર્મ-શરીર વગેરેના બંધનથી સંસરણ કરનારા, પરિભ્રમણ કરનારા. સંસરણ ક્યાં? એક ગતિ-એક ભવમાંથી બીજી ગતિ બીજા ભવમાં; સુખ પરથી દુઃખ પર, ને દુઃખ પરથી સુખ પર; રાગમાંથી દ્વેષ પર, ને દ્વેષમાંથી રાગ પર; એક ચિંતામાંથી બીજી ચિંતા પર, એક પુદ્ગલ પરથી બીજા પુદ્ગલ પર... આમ જીવનું ભ્રમણ-સંસરણ અનંતાનંત કાળથી ચાલુ છે. અરે! ભોજનના થાળ પર જુદી જુદી ચીજો પર આપણું કેવું સંસરણ ચાલે છે! પૂરી લીધી, કહે:

છે,-'જા દૂધપાક પર !' એ બોળી, કહે છે,-'જા શાક પર !' શાક પછી કહે,-'જા ચટણી પર'...કેમ જાણે થાળીની ચીજો એટલે રમતિયાળ છોકરા ! તે જીવને ફૂટબોલના દડાની જેમ લાત ફગાવે, ને એક બીજા તરફ જીવને ફેંકયા કરે !

આમાં જીવની રાગદશા કેટલી જાલિમ પોષાય છે ! કેળાનું બટકે-બટકે ભક્ષણ કરતાં તીવ્ર રાગથી ૧-૧ ઉપવાસનો દંડ આવે છે. આપણને ખ્યાલ આવવો જોઈએ કે આવા સંસારીજીવ તરીકે આપણે પુદ્‌ગલના કેવા ગુલામ છીએ ! અને પરિણામે વિશ્વમાં કેવી કેવી ગતિમાં મુકાઈ કેવાં કેવાં દુઃખ ભોગવીએ છીએ ! સાથે માનવજનમના ધૂમ કુસંસ્કારોથી કેવાં કેવાં પાપો કરીએ છીએ.

સંસારીજીવો બે પ્રકારે છે; ત્રસ અને સ્થાવર. ત્રસમાં પંચેન્દ્રિય, ચઉરિન્દ્રિય, ત્રીન્દ્રિય, દ્વીન્દ્રિય એમ ચાર પ્રકાર છે. સ્થાવરો બધા એકેન્દ્રિય છે. ઇન્દ્રિયોનો હિસાબઃ દાઢીની નીચે આખા શરીરે માત્ર એક સ્પર્શનેન્દ્રિય, દાઢીથી ઉપર જીભ એ રસનેન્દ્રિય, એની પર નાસિકા એ ઘ્રાણેન્દ્રિય, એની પર આંખ એ ચક્ષુરિન્દ્રિય અને બાજુમાં કાન એ શ્રોત્રેન્દ્રિય. બસ, આ ક્રમથી એકેન્દ્રિય, દ્વીન્દ્રિય વગેરે જીવોને ઇન્દ્રિયો હોય છે.

જૈનશાસનનું આ જીવવિજ્ઞાન અજોડ છે. બનારસમાં યુનિવર્સિટીમાં **'જૈનધર્મની વિશ્વને વિશિષ્ટ બક્ષિસ'** 'વિશિષ્ટ' એટલે બીજા કોઈ ધર્મે ન આપી હોય એવી 'બક્ષિસ' એ વિષય પર વ્યાખ્યાન આપવાનો પ્રસંગ આવ્યો. એમાં બતાવ્યું કે જૈનધર્મે પહેલું **વિશિષ્ટ જીવવિજ્ઞાન** આપ્યું. જ્યારે કુદરતના સર્જનમાં પાંચ ઈન્દ્રિયવાળા મનુષ્ય, પશુ વગેરે જીવો છે. ચાર ઇન્દ્રિયવાળા માખી, ભમરા વગેરે જીવો છે. ત્રણ ઇન્દ્રિયવાળા કીડી, મંકોડા, માંકડ વગેરે જીવો છે. બે ઈન્દ્રિયવાળા પોરા, કૃમિ, શંખ વગેરે જીવો છે. તો એક ઈન્દ્રિયવાળા જીવો કેમ ન હોય ? જૈન ધર્મ જ કહે છે-પૃથ્વી એ પૃથ્વીકાયિક જીવો છે, પાણી એ અપ્કાયિક જીવો છે. અગ્નિ એ તેજસ્કાયિક જીવો છે. પવન એ વાયુકાયક જીવો છે. ઝાડ-પાન લીલ-ફૂગ એ વનસ્પતિકાયિક જીવો છે. બીજા નંબરમાં જૈનધર્મની વિશિષ્ટ બક્ષિસ સૂક્ષ્મ વ્યાપક પૂર્ણ **અહિંસા** છે. જેને જીવોનું પુરું જ્ઞાન જ ન હોય એ પૂર્ણ અહિંસા શી રીતે પાળી શકે ? બીજી બક્ષિસ **વિરતિમાર્ગ**. જો પાપ કરો તો પાપ લાગે, પણ પાપ ન કરવા છતાં પાપને વરેલા હો ત્યાં સુધી પણ પાપ લાગે; કેમકે પાપત્યાગની પ્રતિજ્ઞા નથી, વિરતિ નથી, દિલમાં પાપની અપેક્ષા છે કે 'અવસર આવે તો પાપ કરી લઉં.' આ પાપરૂપ છે. ચોથી બક્ષિસ **સ્યાદવાદ કર્મવિજ્ઞાન** છે. જ્ઞાનાવરણીય આદિ ૮ કર્મ, એના ૧૫૮ પ્રકાર, એનાં બંધ-ઉદય-ઉદીરણા-સંક્રમણ વગેરે જૈનધર્મમાં જ મળે છે.

---

# ૩. કર્મના કારણો, સમ્યગ્દર્શન



જૈન-તત્ત્વ અને પરમાત્મ-ભક્તિનો આ શિબિરોમાં વિચાર કરીએ છીએ. જૈન તત્ત્વમાં વિશ્વદર્શન, આત્મદર્શન અને પરમાત્મદર્શનનો વિચાર છે.

**દર્શન એટલે :** અહીં દર્શન એટલે પ્રત્યક્ષ દર્શન નહિ, કેમકે અત્યારે આપણી એ કરવાની તાકાત નથી. પરંતુ 'દર્શન' એટલે શ્રદ્ધાયુક્ત પરિચય. સમ્યગ્દર્શનમાં 'દર્શન' શબ્દમાં શ્રદ્ધા જ અર્થ છે. વિશ્વ-આત્મા-પરમાત્માનો પરિચય મેળવીએ પણ તે શ્રદ્ધાયુક્ત ન હોય તો એની કિંમત નથી. કહીએ તો ખરા કે વિશ્વ ષડ્દ્રવ્યમય છે. દ્રવ્યો આવા આવા...વગેરે છે. પરંતુ ભાઈ ! કોને ખબર એમાં સાચું કેટલું છે ?' તો આ પરિચય આપણને આત્મિક લાભ ન કરે માટે પરિચય સાથે શ્રદ્ધા જોઈએ, કે'આ તત્ત્વો એ જ પ્રકારે છે.' આવી સચોટ શ્રદ્ધા સાથે પરિચય હોય, તો અંતરની આંખ ઊઘડે કે 'વિશ્વ જો આવું વિરાટ છે તો એવા વિશ્વમાં રહેલો હું કેવું જીવન જીવી રહ્યો છું ? અને એનું ફળ શું આવવાનું ? વિશ્વમાં જેવા બીજા જીવોનાં જીવન છે અને એનું જે ફળ આવે છે એ જોતાં મારી કઈ સ્થિતિ ?

વિશ્વના છ દ્રવ્યોમાં મુખ્ય બે : જીવ અને પુદ્ગલ જીવ અનંતાનંત છે અને એ અનંત-અનંત કાળથી આ જગતમાં જનમ-મરણ કરી રહ્યા છે. માત્ર જે જીવો શરીર કર્મ અને મોહના ફાંસલામાંથી સર્વથા મુક્ત થયા છે, એ સિદ્ધના જીવોને જનમ-મરણ નથી. બાકી કુલ-હોલ જીવો જનમ-મરણના સકંજામાં ફસાયા છે.

**જનમ-મરણ એ જીવનની શાબાશી નથી, નાલેશી** છે. જનમ તો લગભગ પાપી જીવનની શરુઆત કરી આપે છે, એ જીવનભરનાં પાપવિચાર-વાણી-વર્તાવના ઢેરનાં ફળ ભોગવી—ભોગવી પુરા કરવા સંસારનાં દુઃખદ ભવો કરવા

પડે, જે જનમની પાછળ મૃત્યુની ફાંસી, અને જે જનમ લીધાથી જીવનભર દુઃખદ પાપો, તથા ભવના ફેરા વધે, એ જનમ શાબાશી ગણાય ? કે નાલેશી ? નાલેશી જ કહેવી પડે.

**ભગવાને જન્મ લીધો ન કહેવાય :**—એટલે જ ચૈત્ર સુદ ૧૩ ભગવાને જન્મ લીધો, એ મિથ્યા વચન છે. કર્મ વિના જન્મ હોય નહિ. મોક્ષમાં કર્મ જ નથી, તો એ મોક્ષમાં રહેલ પરમાત્મા અહીં જન્મ લેવા આવી શકે નહિ. પ્રભુએ સ્વેચ્છાથી જન્મ લીધો નથી. પરંતુ કર્મથી પ્રેર્યા એમને જન્મ લેવો પડયો છે. પૂર્વ ભવમાં એમની ભાવનાઓ ને પુરૂષાર્થ તો એવા હતા કે એમનું ચાલત તો ત્યાંથી જ સીધા મોક્ષે ચાલ્યા જાત, પરંતુ કર્મે એમને અટકાવ્યા અને દેવલોકના જન્મ પછી અહીં જન્મ આપ્યો. ભૂલશો નહિ. જનમ છે માટે જ મોતની ફાંસી છે. તો જનમ એ ગુનો છે. કેવા ગુનાની સજા ફાંસી થાય ? બહુ મોટા ગુનાની ને ? તો જનમ એ બહું મોટો ગુનો છે. પરંતુ અહીં જનમ પછી જો એવું ઉચ્ચ અહિંસા સંયમ-તપમય જીવન જીવાય કે તેથી અહીંનું મૃત્યું એ છેલ્લું મૃત્યુ બને, પછી જનમે ય નહિ ને મૃત્યુ પણ નહિ, સીધો મોક્ષ...તો આ જનમ શાબાશીરૂપ બને.

## કર્મ-બંધાવાનાં ૪ કારણ

ત્યારે આપણો આત્મા જગતના અનતાનંત જીવોની જેમ જનમમરણના ફાંસલામાં છે. આત્મા એ સ્વતંત્ર દ્રવ્ય છે, ને નવ-નવા જન્મે નવ-નવી કાયામાં કેદ પુરાય છે. ગોખી રાખો, કર્મ વિના જનમ હોય નહિ, કર્મ છે તો જનમ લેવો જ પડશે. આત્માને આ કર્મ બંધાવાનાં ચાર કારણ છે. —મિથ્યાત્વ. અવિરતિ, કષાય અને યોગ. મિથ્યાત્વ સેવો એટલે કર્મ બંધાય, અવિરતિમાં પડયા રહો એટલે કર્મ બંધાય. એમ કષાય કરો એટલે કર્મ બંધાય. અને યોગ અર્થાત હિંસા જૂઠ વગેરેના વિચાર કરો, વચન બોલો કે વર્તાવ કરો એટલે કર્મ બંધાય. કર્મથી જનમ, જનમથી, શરીર શરીરથી પાછા મિથ્યાત્વાદિનું સેવન, એટલે નવાં કર્મ. એથી જનમ-શરીર-પાપો, એથી વળી કર્મ-જનમ-શરીર-પાપો...આ કયાં સુધી ચલાવવું છે ? શાણાને આ ખૂંચે અજ્ઞાનીને આ કશો વિચાર જ નહિ.

કર્મ બંધાવાનાં ચાર કારણો છે. ૧૮ પાપસ્થાનક આમાં સમાય. સત્તર પાપસ્થાનકના મથાળે મિથ્યાત્વશલ્ય છે. ચારમાં પહેલું મિથ્યાત્વ.

## (૧) મિથ્યાત્વ

મિથ્યાત્વ એટલે, અનંતજ્ઞાનીઓએ સંપૂર્ણ જ્ઞાનવાળાએ જે તત્વો કહ્યા 'જીવ કેમ સંસારમાં ભટકે છે' એ બતાવ્યું, એમાંથી જે માર્ગે ચાલવાથી એનો ઉદ્ધાર થાય' એ મોક્ષમાર્ગ બતાવ્યો, એવા જ્ઞાનીનાં વચન પર શ્રદ્ધા જ

નહિ, યા શંકા-કુશંકા, કે એમનાં બીજાં વચનોની શ્રદ્ધા છતાં માત્ર એક જ વચનની પણ શ્રદ્ધા નહિ,-એ મિથ્યાત્વ. જમાલિ એમાં મિથ્યાત્વ પામ્યો. અજ્ઞાની-અધૂરા જ્ઞાનીના વચન પર શ્રદ્ધા, એમનાં કહેલાં મિથ્યા તત્ત્વો પર શ્રદ્ધા,-એ ય મિથ્યાત્વ. અજ્ઞાનીને તુક્કા લગાવવા પડે. અરિહંત ભગવાન જનમથી અવધિજ્ઞાની હોય છે, કેટલું ય દૂર-દૂરનું ભૂતકાળનું સ્પષ્ટ દેખે, છતાં જ્યાં સુધી અનંતજ્ઞાન કેવળજ્ઞાન ન થાય ત્યાં સુધી ઉપદેશ ન કરે; કેમકે એમણે કોઈનું કહ્યું નથી કહેવું પણ સ્વયં સંપૂર્ણ ત્રિકાળનો લોકાલોક દેખીને સ્વતંત્રપણે ધર્મ-શાસન સ્થાપવું છે, એટલે લોકાલોકનું અને ભૂતભાવી અનંતાનંત કાળનું સાક્ષાત્ દેખે પછી જ ઉપદેશ દે. એમને અસત્ય બોલવાનાં કારણો-રાગ નથી, દ્વેષ નથી. અજ્ઞાન નથી, માટે જે કહે તે સત્ય જ કહે. તેથી એમનાં સર્વવચન પર શ્રદ્ધા તે સમકિત. એ ન હોય તે મિથ્યાત્વ. ચારિત્ર એ આચરણ છે. એમાં ઓછું હોય તોય ચારિત્ર રહે; શ્રદ્ધા-માન્યતામાં જરાય ઓછું ન ચાલે.

આ મિથ્યાત્વ કાઢવું હોય તો કુદેવ-કુગુરુ-કુધર્મની પ્રશંસા ન કરવી. એના ઓચ્છવ વગેરેમાં ભાગ ન લેવાય. અરે! એની સામે જોવાય પણ નહિ. 'લાવોને જરાક જોઈ લઈએ, હાથ નહિ જોડીએ,' આ ન ચાલે. એમાં ય મિથ્યાત્વ લાગે, જુઓ સુલસાની એમાં સાવધાની.

## સુલસાનું સમ્યગ્દર્શન

અંબડ પરિવ્રાજક ગગનગામિની વગેરે વિદ્યાઓનો સ્વામી, વિદ્યાબળે ગગનમાં ઊડી યાત્રાઓ કરતો ચંપાનગરીમાં આવ્યો. ત્યાં જિનમંદિરો ફરસી શ્રી મહાવીર ભગવાનને વંદન કરી પૂછે, 'પ્રભુ! રાજગૃહી યાત્રાએ જાઉં છું. મારા યોગ્ય ત્યાંની કોઈ સેવા?' ભગવાન જુએ છે કે આ અંબડને સમકિતનો આફરો છે કે...'જુઓ પ્રભુ! હું આવો વિદ્યાધર અને સેંકડો શિષ્યોનો ગુરુ છતાં યે તમારું સમકિત લીધું છે!'...તો હવે એને સમ્યગ્દર્શનનાં દર્શન કરાવવા જોઈએ, ને આ મોકો છે કે સેવા માગે છે.

પ્રભુ કહે, 'રાજગૃહીમાં શ્રેણિક રાજાના અંગત રાજપુરુષ નાગરથિકની ધર્મપત્ની સુલસા શ્રાવિકાને ધર્મલાભ કહેજો અને અમારા વતી એની ધર્મ-પ્રવૃત્તિની ખબર પૂછજો!' અંબડ અચંબો પામી ગયો...'ત્રણ લોકના નાથ. એક બાઈ માણસ સુલસાને સંદેશો મોકલે છે! જરૂર એનામાં કાંક દૈવત હશે. હું એનું પારખું કરું.'

અંબડ ત્યાં આવી એના મકાનનાં પગથિયાં ચડે છે. ત્યાં જ એને જોતાં જ અંદરમાં સુલસાએ તરત મોં ફેરવી લીધું! કેમ વારુ? રખે કુગુરુનું દર્શન પણ

તમે ભલે હાલ હિંસાદિ ન કરતા હો. છતાં એના ત્યાગની પ્રતિજ્ઞા નથી લેતા, તો અવિરતિ છે, ને તેથી કર્મ બંધાય. પાપ ન કરવા છતાં કર્મ કેમ બંધાય?

ઉ૦-જો એના ત્યાગની પ્રતિજ્ઞા નથી લેતા તો એનો અર્થ એ કે મનમાં ભય છે કે, 'બાધા લઉં ને કાલે કદાચ એવા સંયોગમાં હિંસાદિ પાપ કરવું પડે તો ?' આ બતાવે છે કે 'અવસરે પાપ કરી લઉં' એવી દિલમાં થોડી પણ પાપની અપેક્ષા છે. 'પાપની બાધા વિના છૂટ હોય તો સારું' એમ બેઠું છે, એ અવિરતિ છે. પાપની છૂટ એ પણ પાપ છે, માત્ર પાપનું આચરણ જ પાપ નહિ, પણ પાપની વાણી ય પાપ, પાપના વિચારો પણ પાપ, ને પાપની અપેક્ષા, પાપમાં છૂટાપણું એ પણ પાપ છે. એથી સતત કર્મ બંધાય. તો વિચારી જોજો, જીવનમાં કેટલાંય પાપ નહિ આચરવા છતાં એના ત્યાગની પ્રતિજ્ઞા નથી કરી એટલા જ વાંકે સમયે સમયે કેટલાં ય અઢળક કર્મ બંધાય છે!

આ અવિરતિ એ મોટું પાપ છે; કેમકે (૧) એક તો એમાં દુનિયાભરના પાપારંભો, પરિગ્રહ, વગેરેની છૂટ છે એટલે અઢળક કર્મ બંધાવે. (૨) બીજું એ કે જંગી મોટી કાય-સ્થિતિ એના પર ઊભી થાય છે. ભવસ્થિતિ એટલે એક જ ભવમાં રહેવાનો કાળ અર્થાત્ આયુષ્યકાળ, કાયસ્થિતિ એટલે ફરી ફરીને સમાન જ કાયામાં જન્મે એનો કાળ. તો દેવ અને નારકને એક જ ભવની કાયસ્થિતિ; કેમકે દેવ મરીને તરત દેવ ન થાય, એમ નારક મરીને તરત નારક ન થાય. મનુષ્ય કે પંચેન્દ્રિય તિર્યંચ મરી મરીને ૭-૮ ભવ મનુષ્ય કે પંચેન્દ્રિય તિર્યંચ થાય. વિકલેન્દ્રિયને સંખ્યાતા વરસોની કાયસ્થિતિ; પરંતુ એકેન્દ્રિયને ઉત્કૃષ્ટ અસંખ્યાતા કે અનંતા કાળચક્રની કાયસ્થિતિ! વધુમાં વધુ એટલા જંગી કાળ સુધી એકેન્દ્રિયપણે જન્મી જન્મીને મરે! આ કયા પાપ પર ? એને મન નહિ હોવાથી (૧) મિથ્યાત્વ જોરદાર નથી, (૨) કષાયો જોરદાર નથી, (૩) હિંસાદિ પાપયોગો જોરદાર નથી, દા. ત. ઝાડ કોઈની હિંસા કરે ? જૂઠ બોલે ? ચોરી કરે ? સ્ત્રી રાખે ? પરિગ્રહ રાખે ? ના, પણ (૪) અવિરતિ જોરદાર છે.

'પૃથ્વી-પાણી-પ્રમુખના જી, થાવર ભેદ અનેક,
પ્રગટપણે તેહને નહિ જી, પાપસ્થાનક એક,

તો પણ અજ્ઞાની (અવિરતિ) પણે જી. લાગે સઘળાં રે પાપ'

માટે જો વિરતિ કરો તો અઢળક પાપબંધથી બચાય, માટે જ સામાયિકની મોટી કિંમત. 'જાવ મણે હોઈ નિયમસંજુત્તો. છિન્નઈ અસુહં કમ્મ' જ્યાં સુધી

મનમાં નિયમવાળા હો ત્યાં સુધી અશુભ કર્મ છેદાયે જાય! શું? નિયમ લો ત્યારે જ પાપ–છેદ? એમ નહિ. પણ નિયમ પહોંચે ત્યાં સુધી પ્રત્યેક સમયે પાપ–છેદ ચાલુ! અહીં વ્યાખ્યાનમાં બેઠા, પણ નિયમ કરીને બેસો કે—'અહીં છું ત્યાં સુધી ખાનપાન ને સંસારનાં કામ બંધ,' તો નવા કર્મબંધ અટકે ને પ્રતિસમય જૂનાં પાપ છેદાતાં રહે.

## શેઠને સામાયિકની બાધા

વિરતિ–પ્રતિજ્ઞાની બલિહારી છે. શેઠ દુકાનેથી અચાનક ઘરે આવી શ્રાવિકાને કહે, 'તું અફીણ કાઢી આપ, હું ખાઈને સૂઈ જાઉં,' 'કેમ? શા માટે?' 'લે, આ ચીઠ્ઠી વાંચ' શ્રાવિકા વાંચી હસતાં મોઢે કહે, 'ઓહો! આમાં તે એવું શું લખ્યું છે, જેના પર મરવું પડે?' 'અરે! ૧૫ લાખનો માલ ભરી પરદેશ વહાણ મોકલેલાં તે વાવાઝોડામાં વહાણોનો પત્તો નથી, તો એ ભયંકર નથી લાગતું?' એમાં ભયંકર શું?' 'આપણા ૮ લાખ ગયાનું દુઃખ નથી, પરંતુ લોકોના ૭ લાખ રૂપિયા લઈ માલ મોકલેલો, હવે લોકોને શું આપું? તો આ મોઢાથી પૈસા લેવા આવે એને 'મારાથી અપાય એમ નથી,' એવું નહિ કહી શકાય, તેથી મરું તો એ માથાફોડ નહિ.'

શ્રાવિકા કહે, 'પણ એમ આ ઉત્તમ ભવમાં ચારિત્ર વિના મરવું છે?' નહિ મરવા દઉં.' 'તો શું હું દેવાળિયો થઈ દીક્ષા લઉં? લોક કહેશે : 'જોયું? પૈસા નથી આપવા માટે બાવા બન્યા.' 'હું એમ નથી કહેતી, પરંતુ જીવતા રહો તો પૈસા તો ગમે ત્યારે આવી મળશે, ને દેવું પતાવી ચારિત્ર લઈ શકાશે!'

શેઠ માનતા નથી, કહે છે, 'ભલે ત્યારે, તમે અફીણ ન આપશો...હું આ ચાલ્યો, બજારમાંથી ખરીદી લઈ બગીચામાં જઈ ખાઈને સૂઈ જઈશ.'

ત્યારે શ્રાવિકા સમય કાઢવા તુક્કો મૂકે છે. 'પણ તમારે બાધા છે ને?–જીવનભર રોજ એક સામાયિક કરીશ...' તો આજે હજી સુધી જીવતા તો છો તો સામાયિક કર્યા વિના મરી બાધા ભાંગવી છે?...કરી લો સામાયિક.' 'ભલે, પણ એક શરત તમારે અફીણ ઘૂંટી રાખવું!' શ્રાવિકા કહે, 'ભલે.'

શેઠ સામાયિકમાં બેઠા. શ્રાવિકા મનમાં પ્રાર્થના કરે છે, 'પ્રભુ! બચાવ આમને, લાવ કોઈકને, તો એમની વાત ખોરંભે પડે,' સામાયિક પણ પૂર્ણ થયું, તરત કહે છે, 'લાવ ઝેરની કટોરી'...'તે તમારે સામાયિકના પવિત્ર કપડે આપઘાતનું ગોઝારું કામ કરવું છે...? કપડાં બદલો.'

શેઠ ધોતિયું બદલતા હતા એટલામાં બારણે ટકોરા થયા, શ્રાવિકાએ તરત જઈ સાંકળ ખોલી નાંખી તો ઉંબરા પર દિવાનને જોયો. શેઠને ધબકારા વધી ગયા !...'હાય ! કોઈએ રાજાને ચાડી ખાધી કે શેઠ દેવાળું કાઢી ભાગી જશે માટે એમને પકડી રાખો. તેથી મને પકડી લઈ જવા દિવાનને મોકલ્યો લાગે છે, શ્રાવિકાને હાશ થાય છે કે 'ભલે ધણી જેલમાં જાય પણ મરતાં તો બચશે.'

અહીં દિવાનને અંદર લાવી બેસાડી કામકાજ પૂછતાં, દિવાન કહે : 'મારા પર રાજાને મારી નાંખવાનું કાવત્રું કરવાનો આરોપ છે. તેથી રાજાએ દેશનિકાલની સજા કરી છે. એટલે હું પરરાજ્યમાં જાઉં છું, પરંતુ આ મારો ૩૦ લાખના ઝવેરાતનો ડબ્બો તમે સાચવો.' શેઠ ના કહેતાં કહે છે—મારે તો જુઓ ૭ લાખનું દેવાળું નીકળવાથી આ ઝેર ખાઈ મરવાની તૈયારી છે. પછી પાછળ વાળા તમને આ ન પહોંચાડે તો મારે દેવું ભરવા તમારે ત્યાં પાડા થઈને આવવું ?' દિવાન કહે, 'શેઠ મારા ! એટલા સારુ મગે શા માટે ? આ લ્યો, આમાંથી દેવું પતાવજો, બાકીનો માલ મારો.' એમ કહી ડબ્બો મૂકીને દિવાન ચાલી ગયો. શ્રાવિકા પૂછે : 'કેમ હવે મરવું છે ?...જુઓ, આ સામાયિકની બાધાનો કેવો પ્રભાવ !' બાધા ન હોત તો ઝેર વહેલાં ખાઈને મરત. પછી દિવાન આવી મડદા પર ત્રીસે ત્રીસ લાખનો ઢગલો કરત તો ય શેઠ જીવતા થાત ? અવિરતિ થાય તેટલી દૂર કરો.

## (૩)-(૪) કષાય—યોગ

(૩) કર્મ બંધાવામાં ત્રીજું કારણ કષાયો. રાગ-દ્વેષ-ક્રોધ-માન-માયા-લોભ હાસ્ય-શોક-હરખ—ઉદ્વેગ વગેરે કષાયો મનમાં આવે કે પાપકર્મ બંધાય.

(૪) યોગ એટલે હિંસા-જૂઠ-ચોરી-વિષયો-પરિગ્રહ વગેરેની ત્રિવિધ પ્રવૃત્તિ વિચાર-વાણી-વર્તાવ એથી પણ પાપકર્મ બંધાય.

ચાર કારણોથી જીવ કર્મ બાંધી, કર્મનાં ફળ ભોગવવા પડે એવી ચાર ગતિઓના સંસારમાં જનમ-મરણ જનમ-મરણ કર્યા કરે છે.

## ૪. નવતત્ત્વ-૮ કર્મ



અનંત ઉપકારી ભગવાન શ્રી જિનેશ્વરદેવના શાસનમાં અનંત-અનંતકાળથી ચાલી આવતી જનમ-મરણની ચક્કીમાં પિસાઈ રહેલા જીવોને એમાંથી છૂટકારો-મોક્ષ મેળવવા માટે ૪ ઉપાય બતાવ્યાઃ જ્ઞાન, તપ અને સંયમ. જ્ઞાન એટલે હેય-ઉપાદેય તત્ત્વનું જ્ઞાન.

જિનશાસનમાં ૯ તત્ત્વ બતાવ્યાં છે. એમાં મુખ્ય તત્ત્વ જીવ. એના પર બાકીનાં ૮ તત્ત્વ કામ કરી રહ્યાં છે. એમાંથી હેય એટલે કે છોડવા જેવા તત્ત્વનું અને ઉપાદેય એટલે કે આદરવા જેવા તત્ત્વનું જ્ઞાન પહેલું જરૂરી છે. જો હેય-ઉપાદેયનું જ્ઞાન જ ન હોય તો છોડે શું ? આદરે શું ? છોકરી B. A.-M. A. પાસ તો થઈ પરંતુ રસોઈનું જ્ઞાન નથી તો સાસરે જઈને રસોઈ શું કરશે ? એમ હેય-ઉપાદેયનું જ્ઞાન નહિ એટલે છોડવા જેવા તત્ત્વનો આદર થાય છે, ને આદરવા જેવાને છોડી દેવાનું થાય છે. પાપ હેય છે. પણ હોંશે હોંશે આચરાય છે ને ? ધર્મ ઉપાદેય છે પણ જતો કરાય છે ને ?

અનંત-અનંતકાળથી જીવ આ સંસારમાં ભટકતો હોય તો તે વાસ્તવિક હેયોપાદેયનું જ્ઞાન ન હોવાને લીધે. આ જ્ઞાન નથી એટલે સાચો વિવેક નથી કે હેય શું શું અને ઉપાદેય શું શું ?

નવતત્ત્વમાં પાપ-આશ્રવ-બંધ એ ૩ તત્ત્વ હેય છે, ને પુણ્ય-સંવર—નિર્જરા-મોક્ષ, એ ૪ તત્ત્વ ઉપાદેય છે, બાકી જીવ અને અજીવ એ બે જ્ઞેય તત્ત્વ તે, 'જ્ઞેય' એટલે માત્ર જાણવા જેવાં. એનાં પર રાગ-દ્વેષ કરવા જેવાં નહિ. આમાં જીવ સંસારી અને મુક્ત. સંસારીમાં બે પ્રકાર :-ત્રસ અને સ્થાવર સ્થાવરમાં પૃથ્વીકાય વગેરે પાંચ એકેન્દ્રિય જીવો. ત્રસમાં બેઇન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય. પંચેન્દ્રિયમાં ચાર,—નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવ.

હવે અજીવ તત્ત્વમાં પાંચ:—ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાળ અને પુદ્ગલાસ્તિકાય. જગતમાં મુખ્ય તત્ત્વ બે:—જીવ પુદ્ગલ. કેમકે એમાં ઘણી ઘણી કાર્યવાહી થાય છે. તો હવે પુદ્ગલને સમજીએ.

## પુદ્ગલની ૮ વર્ગણા

પુદ્ગલ અજીવ છે. એનામાં રૂપ—રસ—ગંધ—સ્પર્શ વગેરે ગુણો છે. એને જ્ઞાનાદિ ચેતના નથી તેથી સુખ—દુઃખની લાગણી નથી હોતી. એ પુદ્ગલમાં ૮ જૂથ છે, એને ૮ વર્ગણા કહે છે. એમાં (૧) પહેલી ઔદારિક વર્ગણા. ઔદારિક વર્ગણાના પુદ્ગલોથી મનુષ્ય અને તિર્યંચનાં શરીર બને છે. સૂક્ષ્મ વાઉકાય કે ઉજેહી અગ્નિકાય જીવનાં શરીર પણ ઔદારિક વર્ગણામાંથી બનેલાં.

(૨) બીજી વૈક્રિય વર્ગણા. એમાંથી દેવ—નારકનાં શરીર બને છે.

(૩) ત્રીજી આહારક વર્ગણા. એમાંથી આહારક લબ્ધિવાળા ૧૪ પૂર્વી મહામુનિ ૧ હાથનું શરીર બનાવી એને વિચરતા તીર્થંકર પ્રભુ પાસે મોકલે છે ત્યાં પ્રભુના સમવસરણનો ઠાઠ જુએ છે, યા તત્ત્વ અંગે સંશય પુછે છે.

(૪) ચોથી તૈજસ વર્ગણા. એમાંથી તૈજસ શરીર બને છે. એ શરીરમાં ગરમી રાખવાનું અને આહાર પચાવવાનું કામ કરે છે.

આમ પહેલી ૪ વર્ગણા—ઔદારિક૦, વૈક્રિય૦, આહારક૦ અને તૈજસ૦

હવે જીવને ઉપયોગી ૮ વર્ગણામાંથી પાછલી ચાર વર્ગણા—૫ ભાષા વર્ગણા—૬ શ્વાસોચ્છ્વાસ વર્ગણા—૭ મનોવર્ગણા—૮ કાર્મણ વર્ગણા. અહીં ધ્યાન રાખવાનું કે ઔદારિકથી માંડીને આગળ—આગળની બધી વર્ગણા ઉત્તરોત્તર સૂક્ષ્મસૂક્ષ્મ પુદ્ગલોની હોય છે. એટલે જ આહારક શરીર ઔદારિકપુદ્ગલમય પર્વતોની વચમાંથી અબાધિત પસાર થઈ જઈ ભગવાન પાસે પહોંચી જાય છે.

(૫) ભાષા વર્ગણાના પુદ્ગલમાંથી વચન—શક્તિવાળા જીવ ભાષારૂપ બનાવી છોડે એટલે શબ્દનું ઉચ્ચારણ થાય છે.

(૬) શ્વાસોચ્છ્વાસ વર્ગણામાંથી જીવ શ્વાસ બનાવે છે. આ શ્વાસ જુદો, અને ઔદારિક વાયુ જુદો. આ તો બહુ સૂક્ષ્મ, તે વેક્યુમ થયેલા વિજળીના ગોળામાં અગ્નિકાય જીવન ઉપયોગી થાય છે.

(૭) મનોવર્ગણામાંથી મનની શક્તિવાળા અર્થાત્ મનઃપર્યાપ્તિવાળા જીવ મન બનાવે છે, એનાથી વિચારણા ચાલે છે.

જુઓ, જૈન ધર્મ કેટલો બધો સાયન્ટિફિક-વૈજ્ઞાનિક છે. ભાષાના પુદ્ગલથી ઉચ્ચારણ થાય, તો મનના પુદ્ગલથી વિચારણા થાય. એ કરનાર કોણ ? જીવ. માટે જીવનું જેમ ભાષા પર પ્રભુત્વ, ધારે એટલું જ બોલે; એમ મન પર પ્રભુત્વ છે, ધારે એટલું જ વિચારે. આ જો ખ્યાલમાં લેવાય તો ખોટા-ખરાબ વિચારો ન કરવા માટે આપણું સ્વાતંત્ર્ય દેખાય.

(૮) કાર્મણ વર્ગણા સૌથી સૂક્ષ્મ. એમાંથી કર્મ બને છે. જીવ મિથ્યાત્વ અવિરતિ-રાગ-દ્વેષ અને હિંસાદિ પાપાચરણવાળો બને કે તરત જ એના પર કાર્મણ-વર્ગણા ચોંટે છે.

કપડું તેલિયા ધાબાવાળું હોય તો ક્ષણે ક્ષણે વાતાવરણમાંથી ધૂળ એ ચિકાશ પર ચોંટે છે. મિથ્યાત્વાદિ એ ચિકાશ છે તેથી આત્મા પર કાર્મણપુદ્ગલ ચોંટે છે. કાર્મણ પુદ્ગલોમાંથી કર્મ બને છે. એ કર્મ પાકે ત્યારે જીવને અજ્ઞાન-નિદ્રા-મોહ-શાતા-અશાતા વગેરે ફળ દેખાડે છે.

## ૮ કર્મ

જ્યાં સુધી જીવને કર્મનો સંબંધ છે ત્યાં સુધી તે સંસારી છે સર્વ કર્મક્ષયે મોક્ષ થાય, ને આત્માનું સંપૂર્ણ નિર્મળ અને સ્વતંત્ર સ્વરૂપ પ્રગટ થઈ જાય. કર્મ ૮ છે, એમાં ૪ કર્મ ઘાતી છે અને ૪ અઘાતી છે. 'ઘાતી કર્મ' એટલે આત્માના અત્યન્ત નિર્મળ પરમાત્મસ્વરૂપનો ઘાત કરનારાં કર્મ પરમાત્મસ્વરુપ આ છે : અનંતજ્ઞાન, અનંતદર્શન, વીતરાગતા અને અનંતદાનાદિ લબ્ધિઓ

(૧) જ્ઞાનાવરણ કર્મ અનંત જ્ઞાનને આવરે છે.

(૨) દર્શનાવરણ કર્મ અનંત દર્શનને આવરે છે.

(૩) મોહનીય કર્મ વીતરાગતાને આવરે છે.

(૪) અંતરાય કર્મ અનંતદાન-વીર્ય વગેરે લબ્ધિઓને આવરે છે.

'ઘાતી એટલે આત્માના ગુણનો ઘાત કરે તે' એવો અર્થ નહિ કરવાનો, કેમકે અવ્યાબાધ અનંત સુખ પણ આત્માનો ગુણ છે. કિન્તુ એનો ઘાત કરનાર જે વેદનીય કર્મ છે એ કાંઈ ઘાતી કર્મ નથી. માટે ઘાતીનો અર્થ આ,-આત્માના શુદ્ધ

પરમાત્મ-સ્વરૂપનો ઘાતક. પૂર્વે કહેલ ચાર કર્મ શુદ્ધ સ્વરૂપના ઘાતક છે, માટે એ ઘાતીકર્મ કહેવાય. એમાં મોહનીયકર્મ પહેલું નષ્ટ થાય એટલે આત્મા વીતરાગ બને, અને પછી જ્ઞાનાવરણ વગેરે ત્રણ ઘાતીકર્મ નષ્ટ થાય એટલે આત્મા કેવળજ્ઞાનાદિ પામે, સર્વજ્ઞ બને.

પછી ચાર-અઘાતી-વેદનીયકર્મ, આયુષ્યકર્મ, નામકર્મ અને ગોત્રકર્મનો નાશ કરે એટલે આત્મા મોક્ષ પામે. વેદનીયકર્મ શાતા-અશાતા આપે, આયુષ્યકર્મ જન્મ-મરણ આપે. નામકર્મ શરીર ઈંદ્રિયો યશ-અપયશ, સૌભાગ્ય-દૌર્ભાગ્ય વગેરે આપે, ગોત્રકર્મ ઊંચું કુળ કે નીચકુળ આપે.

કર્મનું આ વિજ્ઞાન જૈનધર્મની અદ્ભુત અને અનેરી બક્ષિસ છે. સૂક્ષ્મ કાર્મણવર્ગણા અને એમાંથી ૮ પ્રકારનાં કર્મનું સર્જન, વળી એ કર્મની બંધ—સંક્રમણ—ઉદય—ઉદીરણા—ઉદ્વર્તના—અપવર્તના વગેરે પ્રક્રિયા જૈન-શાસનમાં જ જોવા મળે. માટે તો મોટા ઇન્દ્રભૂતિ ગૌતમ અને ચિતોડના મહારાણાના વિદ્વાન પુરોહિત બ્રાહ્મણ હરિભદ્ર વગેરે જૈનધર્મ પર આકર્ષાઈ ગયેલા ! અને જૈન-સાધુ દીક્ષામાં આવી ગયેલા !

ધ્યાનમાં રહે, અઘાતી કર્મો જ્ઞાનાદિ ગુણના ઘાતક નથી. દા. ત. અશાતા કર્મ ઉદયમાં છે તો ગુનો નથી; જો સાવધાની હોય તો આત્માના જ્ઞાન સમ્યક્ત્વ દર્શન ચારિત્ર વગેરે ગુણનો એ ઘાતક નહિ. પરંતુ જ્ઞાનાવરણ આદિ કર્મથી અજ્ઞાનતા વગેરે આવે તેથી એ જ્ઞાનાદિ ગુણના ઘાતક છે. એમાં ય મોહનીય કર્મ ખતરનાક છે. આઠે ય કર્મમાં મોહનીય કર્મ રાજા છે. એના જોર પર સૌને ય કર્મનું જોર, ને એ જો માંદું તો બાકીનાં કર્મ માંદાં.

પાછું બીજી ખૂબી એ છે કે મોહનીય કર્મ પર આત્માનું વર્ચસ્વ છે એ ધારે તો મોહનીયને દબાવી શકે. ભગવાને મોક્ષમાર્ગ ઉપદેશ્યો એ આ હિસાબે જ કે...'જીવો આ મોક્ષમાર્ગ આરાધે તો એનાં મોહનીય કર્મો તૂટી જાય.' જરાક અક્કલ વાપરવાની જરૂર છે. વસ્તુ સામે આવી યા યાદ આવી અથવા પ્રસંગ ઉપસ્થિત થયો, એ વખતે મોહિત થવું કે ન થવું, રાગ કે દ્વેષ કરવો કે નહિ,—એ પોતાને સ્વાધીન છે. માત્ર ઉપલક દૃષ્ટિએ ન જોતાં જરાક ઠરીને પરિણામનો વિચાર કરવો જોઈએ, ઉપલકિયો નહિ. દા. ત. પત્ની કે પુત્રની કોઈ ભૂલ થઈ, તત્કાલ ગુસ્સો કરો તો એ દમાઈ તો જાય, પણ એના દિલમાં જે તમારા પર સદ્ભાવ હોય એને થોડો ધક્કો લાગે, ને આવું અનેક વાર બને તો એને તમારા પર અભાવ જ થઈ જાય.

ઉપલકિયા વિચારના નુકસાનનો એક દાખલો જુઓ...

વાણિયાના ઘરમાં રાતે બહારથી ચોર ભીંતમાં ગાબડું પાડતો હતો. વાણિયો અવાજ સાંભળી વર્તી ગયો કે...કેટલાય દિવસથી ગામમાં ચોરીઓની બૂમ પડે છે. એ જ ચોર હોવો જોઈએ...પોતે ભીંત પાસે ધારિયું લઈને ઊભો રહી ગયો...ને જેવું ચોરે ગાબડામાંથી ડોકું અંદર ઘાલ્યું કે એના પર ખટ્ ધારિયાનો ઘા ઠોકયો... વાણિયણને કહે, 'હવે આ જશ જમાદારને આપી આવું.' પેલી કહે, 'પણ આ તમે જ જશ લો ને!' વાણિયો કહે, 'શાંતિ પકડ...'જઈને જમાદારને ધારિયું આપી વાત કરી,– 'જુઓ, ચોરનું ધડ બહાર પડ્યું છે ને ડોકું અંદર. ઉઠાવી રાજા પાસે લઈ જઈ કહો–'ચોરને મેં ખત્મ કરી નાખ્યો'...'જશ તમે જ લો.'

જમાદાર ભાયડા ખુશી ખુશી થઈ ગયા. રાજાને જઈ વાત કરી. સવારે રાજસભામાં રાજાએ જાહેર કર્યું—'જમાદારે આ બહુ પેંધેલા ચોરને ખત્મ કર્યો માટે એને ઘોતળ ઈનામમાં અપાય છે!'

'લોકમાં જમાદારની વાહવાહ થઈ' જાણીને વાણિયણ પતિને કહે, 'જુઓ, આ તમે જશ ન લીધો તો જમાદારને ઘોતલી ઈનામમાં મળી!' તમે રહી ગયા.

વાણિયો કહે, 'હવે તું ધીરજ ધર, ઘોતલીના ઘોળ આગળ ગવાશે; ત્યારે જોજે!'

બસ ચાર દિવસ બાદ ચોરના સાગરિતોએ જમાદારનું રાતના ગલીમાં લાગ જોઈ ખૂન કરી નાખ્યું. સવારે ગામમાં વાત ઊડી. વાણિયો પત્નીને કહે 'જો સાંભળ્યું? આ જશ મેં લીધો હોત તો ઘોતલી તો મળત, પણ તારે ચૂડો ફોડવો પડત!'

આમાં શું આવ્યું? વાણિયો તાત્કાલિક જશના લોભમાં ન પડ્યો, પરિણામ વિચાર્યું કે 'ચોરની હલકી જાત, તે એનું ખૂન થવા પર એના જાતભાઈઓ આપણને છોડે?'

વાત આ છે, પરિણામનો વિચાર કરી તાત્કાલિક કોઈ રાગ–દ્વેષ–હાસ્ય વગેરે મોહમાં તણાવાનું ન કરીએ એ આપણા હાથની વાત છે. બીજાં કર્મો પર કદાચ તમારું નહિ ચાલે, પરંતુ મોહનીય કર્મ પર તમારું ચાલશે. દા. ત. અપજશ–નામકર્મ ઉદયમાં આવે એને અટકાવી શકાતું નથી. પરંતુ એ વખતે મોહ અર્થાત્ દ્વેષ–દીનતાદિ ન કરવાં એ આપણા હાથની વાત છે.

જુઓ; સીતાજી ગમે તેવા મહાસતી પરંતુ અપજસનામકર્મ ઉદયમાં આવ્યું ત્યારે એમને મહાસતી માનનાર ખુદ પતિ રામચંદ્રજીએ સેનાપતિ પાસે વનમાં તગેડાવ્યા. રામને લોકના શબ્દ અઠી ગયા, 'ઈક્ષ્વાકુવંશમાં કોઈ રાજા આવો બાયઠીયેલો નથી થયો કે જેણે પારકે ઘેર રહી આવેલી બાયડીને ઘરમાં ઘાલી હોય!' ...રામને આમાં પોતાના ઈક્ષ્વાકુવંશને કલંક લાગવાનું દેખાવાથી સીતાનો ત્યાગ કર્યો. જુઓ...જડ કર્મસત્તાની કેટલી શિરજોરી છે! એના પર ન રામનું ચાલે, ન સીતાનું ચાલે. પરંતુ તે શિરજોરી બીજાં કર્મોની, મોહનીય કર્મની શિરજોરી નહિ. એટલા જ માટે જુઓ કે સીતાજી વનમાં મુકાયા છતાં મોહનીયકર્મને કેવું દબાવે છે!

સેનાપતિ રોતાં રોતાં કહે, 'કેવો હું અભાગિયો કે પાપી પેટ ખાતર મારે આ આજ્ઞા બજાવવાની? ને પવિત્ર સતીને જંગલમાં તરછોડવાના? જાણું છું,—તમે મહાસતી છો.'

સીતા કહે 'તું રો નહિ, આમાં તારો વાંક નથી; તું ને હું બંને સ્વામીના આજ્ઞાંકિત. વળી સ્વામીનો ય વાંક નથી, એમને ઈક્ષ્વાકુવંશની કીર્તિ અખંડ રાખવાની...તો લોકનો ય વાંક નથી; કેમકે મેં પૂર્વે કોઈના પર ખોટા આરોપ ચડાવ્યા હશે તેથી બાંધેલું કર્મ હાલ જોર કરે છે, એ લોકનું માનસ ફેરવે છે. વાંક મારા કર્મનો છે.'

આ શું કર્યું? સેનાપતિ પર કે પતિ પર દ્વેષ–ગુસ્સાનું મોહનીયકર્મ દબાવ્યું, એમ પૂર્વે પણ રામની સાથે ૧૨ વરસ વનવાસ વેઠયો ત્યારે પણ એ દુઃખનાં કર્મ દબાવી ન શકાયાં, પરંતુ મોહનીયકર્મને એવું દબાવ્યું કે રામ પર કે કૈકેયી પર જરાય દુર્ભાવ ન કર્યો, તેમ જંગલમાં દીનતા ન કરી કે, 'હાય! મહેલવાસને બદલે વનવાસ?'

મોહનીયકર્મ બળવાન ગણાય છે, કેમકે એ સલામત તો સાતે ય કર્મ સલામત; એ જોરમાં તો સાતે ય કર્મ જોરમાં, પરંતુ એ મોહનીયનો સામનો કરવામાં તથા અંશે જ્ઞાનાવરણ–દર્શનાવરણ–અંતરાયનો સાધનાથી નાશ કરવામાં જીવનું ઊપજી શકે છે, ત્યારે અઘાતી કર્મોમાં એવું ન ઊપજે. અનાદેયનામકર્મનો ઉદય હોય ને ગમે તેટલો સ્વભાવ સારો રાખો, તેમ બોલો તે જોઈ વિચારીને, ને યુક્તિયુક્ત બોલો, છતાં સામાને એ આદેય–ગ્રાહ્ય ન થાય! ત્યારે મોહનીય કર્મ દબાવ્યું દબે.

માટે તો જિનશાસનમાં ૧૪ ગુણસ્થાનકનો ઉત્ક્રાન્તિ ક્રમ છે, એ જુઓ તો દેખાશે કે તમે મિથ્યાત્વને અને અનંતાનુબંધી ઉગ્ર કષાયને દબાવો એટલે તમે ચોથે અવિરત સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે ચઢી જાઓ. એમાંય અવિરતિ-આસક્તિ દબાવો, પરિગ્રહ પરિમાણ કરો, હાલતા-ચાલતા જીવોને મારવાનું છોડો, તો એટલી મોહની આસક્તિ છૂટે, અવિરતિ કપાઈને તમે પાંચમા દેશવિરતિ ગુણઠાણે ચડી જાઓ. સર્વ પાપનો મોહ છોડી એના ત્યાગમાં આવો તો ૬ ઠું ગુણસ્થાનક 'સર્વવિરતિનું' લાધે. એમાં પણ પ્રમાદસ્વરૂપ મોહ છોડો તો ૭ મે ગુણસ્થાનકે. એમાં ય અપૂર્વ સામર્થ્ય પ્રગટાવી કષાયમોહને મંદ કરતાં કરતાં ૧૦ માને અંતે એનો સર્વનાશ કરો તો વીતરાગ બની, ૧૨ મે ગુણઠાણે ચડો. આમ જોઈએ તો મોહનીયકર્મને આપણે તોડી શકીએ છીએ. એ દૃષ્ટિએ આત્માનું એમાં ઊપજે છે.

એવું જ્ઞાનાવરણ-દર્શનાવરણ-કર્મમાં પણ આપણું ઊપજે છે, જો આપણે જ્ઞાન-દર્શનની શાસ્ત્રે કહેલ વિવિધ આરાધના કરીએ, તેમ જ અંતરાય તોડનારી તપ આદિ જિનભક્તિ આદિ વિવિધ ધર્મ-આરાધના કરીએ, તો એ પણ તૂટે છે.

એમ તો જિનભક્તિ તપ વગેરે ધર્મસાધનાથી અનિકાચિત અઘાતી કર્મ પણ તૂટતાં આવે; કિન્તુ જે અઘાતી કર્મ ન તૂટે ને ઉદયમાં આવે એની ચિંતા નહિ, જો આપણે મન ન બગાડીએ ને સમાધિભાવ જાળવીએ તથા મોહનીય-કર્મને દબાવીએ.

બાકી જ્ઞાનીઓ સંસારને અસાર કહે છે તે આ કારણે જ, કે સંસારમાં અઘાતી પુણ્ય—પાપકર્મનાં મિશ્રણ છે. શરીરે શાતા છે, તો ખાવા પુરું નથી મળતું. રૂપ સારું છે, તો સ્વર ભેંસાસુર છે. દીકરો છે તો પૈસા નથી; ને પૈસા છે, તો દીકરો નથી.

**૮૦ લાખ રૂ. ના આસામી** એક શેઠને ત્યાં બહારગામથી મિત્ર મળવા આવ્યો. પૂછે છે, 'કેમ ઉદાસ ?' આ કહે, 'શું કરું ? ૮૦ લાખનો ભોગવનાર વારસદાર નથી.' પેલો કહે, 'તને તો દીકરો મળે જ નહિ.' 'કેમ આમ બોલે ?' 'તું ૮૦ લાખ ગાદી નીચે દાબીને બેઠો છે. દુઃખિયારાના દુઃખ ફેડી એમની દુવા લે છે ?...દુવા લે, તો દીકરો મળે !' પેલાએ બીજી સવારથી 'મુઆ ૫—૧૦ લાખ ઓછા થાય, દુવા લઉં' એમ કરી સવારે દાતણ કરતાં કરતાં બે બાજુ ટોપલામાં અનાજ ને કપડાં રાખી છૂટે હાથે દાન દેવા માંડ્યું...બજારમાં ને બીજે

'શેઠ સો વરસ જીવજો, એમના ભંડાર ભરેલા રહેજો, એમના ઘરે દીકરાને ત્યાં દીકરા થજો' દુવા મળવા માંડી. વખત જતાં શેઠાણીને સુંદર સ્વપ્ન આવ્યું ને ગર્ભ રહ્યો. બંને 'દીકરાને આમ ઉછેરશું...'વગેરે વાતો કરે છે...પરંતુ અંતે પ્રસૂતિ થતી નથી. ડૉક્ટર કહે, 'ગર્ભ આડો થઈ ગયો છે તેથી પ્રસૂતિ માટે ઓપરેશન તો કરું પણ એમાંથી એક બચે. લખી આપો,—કોને બચાવું ?' શેઠાણી કહે, 'લખી આપો,—બાબાને બચાવો.' શેઠ કહે, 'મારે તો તું મૂડી સલામત છે, તો વ્યાજ આવશે.' કેવો સંસાર ! 'કેવી કર્મની શિરજોરી !'

બાબાનો મોહ ન કરશો. વિમળશા મંત્રીને મંદિર તો થયું પરંતુ દીકરાની ચાહના જાગી. એમાં એક વાર જંગલમાં ફરવા નીકળી ગયેલ. તૃષાથી એક વાવ પાસે આવ્યા ત્યાં એક ડોસો કહે—પૈસો આપો પછી પાણી પીઓ.' 'કેમ ભાઈ ?' 'જુઓ, આ તકતી પર નામ છે એ મારા સાતમી પેઢીએ દાદા થાય. એમની બંધાવેલ આ વાવડી પર મારો હક્ક છે.' વિમળશાહને થયું, 'હાય વારસદાર !' રાતના સ્વપ્નમાં અંબિકાદેવી કહે, 'માગ, શું જોઈએ ?'...'મને નખ્ખોદ આપ કદાચ મારી ૭ મી પેઢીએ પણ કોઈ કપુત પાકયો ને મારા મંદિર પર હક કરતો દર્શન—પૂજાના પૈસા માગે તો...?'

પુણ્ય તત્ત્વ અને પાપ તત્ત્વ એ કર્મના જ બે વિભાગ છે. શુભ કર્મ અને અશુભ કર્મ એ આશ્રવતત્ત્વ. ગઈ વખતે કર્મબંધના ચાર હેતુ જોયા એમાં ઇન્દ્રિયઆશ્રવ અવિરતિમાં સમાઈ જાય.

---

## શું ખુટે છે ?

બીજાને દુઃખ ન આપવું એ તો સારું જ છે પરંતુ છતી શક્તિએ બીજાના દુઃખોને દૂર કરવાનો પ્રયત્ન જ ન કરવો એ એટલું જ ખરાબ છે ! કોણ જાણે આવા પ્રયત્નો કરવામાં કયું તત્ત્વ ખૂટતું હશે !

# ૫ સંવર-નિર્જરાતત્ત્વ



અનંતઉપકારી અનંતમંગળમય જિનશાસનમાં જ્ઞાન-તપ-સંયમથી મોક્ષ કહ્યો છે. એમાં પહેલું જ્ઞાન...કોનું ? તો કે હેય અને ઉપાદેય પદાર્થોનું; કેમકે એ જ્ઞાન થાય એટલે જીવનમાં અહિતકર છોડવાનું સંયમ આવે અને હિતકર આદરવાનાં તપ અને સંયમ આવે. જૈનશાસનમાં પાપ, આશ્રવ અને બંધ એ ૩ હેય તત્ત્વ કહ્યાં છે, આનો ત્યાગ કરવાનો અને પુણ્ય, સંવર, નિર્જરા અને મોક્ષ એ ૪ ઉપાદેય તત્ત્વ કહ્યાં છે, એનો આદર કરવાનો. બાકી જીવ અને અજીવ એ બે તત્ત્વ જ્ઞેય છે. 'જ્ઞેય' એટલે માત્ર જાણવા યોગ્ય, એનાં પર રાગ-દ્વેષ કરવા જેવાં નહિ. આમ નવતત્ત્વમય જિનશાસન છે.

જીવ-અજીવ-પુણ્ય-પાપ અને આશ્રવ તત્ત્વની વાત કરી છે. હવે સંવર-બંધ-નિર્જરા-મોક્ષ તત્ત્વની વાત સંક્ષેપમાં કરવી છે.

## સંવર-તત્વ

આશ્રવ એ કર્મ આત્મામાં વહી આવવાનાં, કર્મને બાંધવાનાં કારણો છે, ત્યારે **સંવર એ કર્મ અટકાવવાના ઉપાય છે.** સંવરના મુખ્ય ૬ પ્રકાર છે,- સમિતિ-ગુપ્તિ, પરિષહ-યતિધર્મ, ભાવના અને ચારિત્ર, સમિતિમાં જોઈને ચાલવું, જોઈને બેસવું, જોઈને-પૂંજીને વસ્તુ લેવી-મૂકવી, જોઈને મળમૂત્ર ત્યજવા, એ આવે. આ 'જોઈને' એટલે 'કચરો છે કે નહિ' એ જોઈને નહિ, પરંતુ 'કોઈ બિચારો નિર્દોષ જીવ ભૂલો તો નથી પડયો ?' એ જોઈને, એની રક્ષા થાય એ ઉપયોગ રાખીને, એમ ગુપ્તિમાં મન-વચન કાયાથી શુભ પ્રવૃત્તિ રાખવાની ને અશુભ પ્રવૃત્તિ ટાળવાની. એ રાખીએ એટલે ઇન્દ્રિય-આશ્રવ બંધ થાય. કેમકે

'ઇન્દ્રિયો તો પોતાના વિષયમાં રાગથી દોડે છે. એની પાછળ મન દોડે છે, એ ઇન્દ્રિય–આશ્રવ છે. એ તથા કાયયોગ અને અશુભ મનોયોગ એ યોગ–આશ્રવ છે, એ સમિતિ-ગુપ્તિથી રોકાય છે.

**ભાષા સમિતિ :** બોલવામાં સાવધાની હોય એટલે જેમ તેમ બોલતાં જે કર્મ બંધાતાં હોય એ અટકે; અને સારું બોલાય એ પુણ્ય વધારે.

સાવધાની ન રાખે તો કેવા અનર્થ થાય છે એ જુઓ. મજુરણ માતાનો દીકરો લોકોનાં ઢોરો ચારીને ઘરે આવ્યો. ભૂખ કકડીને લાગેલી, રસોડામાં જોયું, રોટલો બનાવ્યો દેખાતો નથી. ધૂવાંપૂવાં થઈ ગયો. માતા લોકોનાં પાણી ભરીને આવી. છોકરો ગાજ્યો—'કયાં શૂળીએ ચડવા ગઈ હતી? આ તારો સગલો ભૂખ્યો થયો છે, ખબર નહિ? રોટલો કર્યો નથી?' મા પણ આવેશમાં આવી ગાજી—'તારા કાંડાં કપાઈ ગયાં'તા? આ શીંકેથી રોટલા લેતાં શું થયું? પાણી ભરતાં મોડું ય થાય!' આ સાવધાની વિના બોલ્યાનું ફળ શું?...પછી ધર્મ કર્યો હશે તે બીજા જનમમાં મા તે શેઠની દીકરી અને દીકરો તે બીજા ગામના શેઠનો દીકરો તો થયા, બંનેની પરસ્પર સગાઈ પણ થઈ; પણ અવસરે પરગામ જતાં વચમાં સસરાના ગામ આગળ અંધારું થવાથી બહાર મંદિરમાં સૂતો. અહીં બંનેને પૂર્વના બિનસાવધાન બોલનાં પાપ ઉદયમાં આવ્યાં. છોકરી સાંજના હવેલી પાછળના બગીચામાં ફરી રહી છે ત્યાંથી જતાં ચોરે દેખી; છરી દેખાડી હીરાની બંગડીઓ લઈ પલાયન! છોકરી ચીસેચીસ કરે છે...બાપ આવ્યો...જાણ્યું... સિપાઈઓ દોડાવ્યા. ગામ બહાર નીકળતાં ચોરે જોયું,—'સિપાઈઓ આવે છે,' તેથી મંદિરમાં પેસી સૂતેલા પેલા ભાઈની પછેડી નીચે બંગડીઓ મૂકી દઈ, પોતે બહાર ઝાડીમાં સંતાયો. સિપાઈઓ આવ્યા અને મંદિરમાં માણસ સૂતેલો જોઈ, તપાસતાં બગડીઓ મળી. લાત મારી ઉઠાડી રાજા પાસે લઈ ગયા. રાજાએ એને શૂળીની સજા ફરમાવી. સવારે જ્ઞાની ગુરુ પધાર્યા. બંનેના પૂર્વ ભવ કહી, કહ્યું—'બોલવા ચાલવામાં જરા પણ પ્રમાદ–ગફલત–બિનસાવધાની ન કરો.'

સંવરથી આ સાવધાની–જાગૃતિ આવે છે. પરિષહ અને યતિધર્મથી કષાય–આશ્રવો રોકાય છે. ભૂખ લાગી છે, પણ શાંતિથી સહી લો, તો એ 'પરિષહ–સંવર' સાધ્યો કહેવાય. ઘરે આવ્યા...પણ રસોઈ તૈયાર નથી...મનમાં જો સમજો કે "ચાલો, ક્ષુધા પરિષહની સાધના' મળી, તો જ્યારે ક્ષુધાથી અને રસોઈમાં વિલંબથી ક્રોધકષાય આશ્રવ થવાનો હતો, તે અટકયો. એમ રોગપરિષહથી પણ સંવર–સાધના. રોગ આવ્યો તે સહેવો તો પડશે જ, પરંતુ હાયવોય કરો તે અરતિકષાય આશ્રવ છે. ત્યાં જો એમ વિચારો કે 'ચાલો, આ રોગ શાંતિથી સહી લઉં'' તો સંવર–સાધનાનો લાભ છે.

અમે સુરેન્દ્રનગરમાં હતા. અમારા સાંસારિકપણે નાના ભાઈ પંન્યાસ પદ્મવિજયજીને કેન્સરનો મહાવ્યાધિ હતો. એક ચૌદશને દિવસે નવકારશી પછી હું પાસે બેઠો હતો. કપાળે હાથ લગાડી નિરાશાથી તે મને કહે-'હું કેવો કમનસીબ કે મારે આવી ચૌદશ જેવી મોટી પર્વતિથિએ પણ નવકારશી કરવી પડે છે!'

મેં કહ્યું-'આ તમે ભૂલો છો. જરા ય નિરાશા કરવાની જરૂર નથી. ૧૦ પ્રકારના યતિધર્મમાં જેમ તપ એ સંવરમાર્ગ છે, તેમ રોગ-પરિષહ સમતાથી સહન કરવો એ પણ સંવરમાર્ગ છે. અપેક્ષાએ તપ કરતાં આવા કેન્સર જેવા મહારોગ વખતે રખાતી સમતા ચડી જાય, કારણ કે જેમાં માથાના ટૂકડા થઈ જતા હોય-એમાં જરા ય હાયવોય કર્યા વિના સમતાભાવ રખાય અને ખુશીથી અશુભ કર્મવિપાક સહી લેવાય એ, અપેક્ષાએ તપસ્યા કરતાં ઊંચો સંવરમાર્ગ છે, એટલે એમ સમજો ને કે તમારી એક દુકાન મોળી પડી તો બીજી વધુ કમાઈની દુકાન ધમધોકાર કામ કરી રહી છે'

**'નરભવ નગર સોહામણું વણઝારા રે, પામીને કરજે વ્યાપાર;**
**સત્તાવન સંવરતણી વણઝારા રે, પોઠી ભરજે ઉદાર.'**

નરભવ-નગરમાં આવીને સંવરના ૫૭ પ્રકારનો વેપાર કરવાનો છે.

પંન્યાસજી હસતા થઈ ગયા. ૨૨ પરિષહોના ખૂબ અભ્યાસમાં અનાદિનું ઉચ્છૃંખલ મન ખૂબ દબાવતાં ચાલવું પડે; તેથી કષાયોના આશ્રવો પર દરવાજા લાગી જાય. તેમ આત્મસત્ત્વ ખૂબ વધે. યતિધર્મના સંવરમાં ક્ષમા નમ્રતા આદિ આવે, એથી કષાય-આશ્રવો બંધ થાય.

સંવરમાં ચારિત્ર આવે, એથી અવ્રત-અવિરતિ આશ્રવ પર તાળાં લાગી જાય. તેમ તપ-સંયમ-બ્રહ્મચર્ય...વગેરેથી મન-વચન-કાયાના અશુભયોગરૂપી મહા આશ્રવોની અટકાયત થઈ જાય. ત્યારે ૧૨ ભાવના નામના સંવરમાર્ગમાં મન અનિત્યતા-અશરણ-સંસાર...વગેરે સારી વૈરાગ્યભાવનાઓમાં રમતું રહેવાથી એટલો વખત મનના અશુભ યોગો બંધ જ પડી જાય, વધારામાં વારંવાર એ ભાવનાઓ ભાવતા રહેવાના પ્રભાવે શુભ સંસ્કારો ઊભા થાય, તેથી બીજાં-ત્રીજાં કામો કરતી વખતે પણ મન ખરાબ ભાવમાં ન જાય.

## નિર્જરાતત્ત્વ

નિર્જરાતત્ત્વમાં બાહ્ય-આભ્યન્તર તપ આવે; કેમકે નિર્જરા એટલે કર્મનો ક્ષય. **'કર્મ તપાવે ચીકણાં, ભાવમંગળ તપ જાણ'** માટે તપને જ નિર્જરાતત્ત્વ કહ્યું. તપ એટલે ખાલી ઉપવાસ-આંબેલ સમજતા નહિ. બાહ્ય-આભ્યંતરતપના

૧૨ પ્રકારમાં ત્યાગ છે, સંયમન છે, સ્વાધ્યાય છે, ધ્યાન છે, ઘણું ઘણું છે. આ બધાય તપ છે, નિર્જરાતત્ત્વ છે. સર્વજ્ઞભગવાને આ કેવું સુંદર નિર્જરાતત્ત્વ બતાવ્યું !

નિર્જરા એટલે તપ; અને તપ એટલે હાજરનો સોદો. જ્ઞાન ભણો એમાં 'નીવડે વખાણ' એટલે કે વાયદાનો વેપાર. તપ તો પચ્ચક્ખાણ કર્યું એટલે તરત જ કર્મક્ષયનો લાભ. આ તપમાં આત્માને ઘણું ઘણું કમાવાનું મળે.

'બાહ્ય તપમાં-(૧) પહેલો **અનશમ** તપ, એ માત્ર ઉપવાસ છટ્ઠ વગેરે જ નહિ, કિન્તુ દા. ત. બપોરે જમી લીધું અને લાગ્યું કે, 'સાંજે જમવું નથી' ત્યાં તિવિહાર કરી લો, એ અનશન તપ છે. અહીં 'વ્યાખ્યાન ચાલે ત્યાં સુધી ખાવું-પીવું નથી' નો અભિગ્રહ કરીને બેઠા તો એટલો અનશન તપ થયો. એમાં વિરતિનો લાભ...ઉપરાંત મન એનાથી અંકુશમાં આવ્યું. (૨) બીજો **ઊણોદરી** તપ. એમાં ખાવાનું તો પેટ ભરીને છે જ, માત્ર ૪ કોળિયા ઓછું ખાધું, તો આ તપનો લાભ થયો. શરીર સારું ચાલે પરંતુ ઉદ્દેશ આ કે-'આટલું ય કરું' એમાં જિનાજ્ઞા-પાલનનો લાભ મળે છે,' 'પ્રભુની આ આજ્ઞા છે, એટલો વિચાર પણ સમ્યગ્દર્શન અજવાળે, ચારિત્રનો પર્યાય વધે. (૩) '**વૃત્તિસંક્ષેપ**' તપમાં ખાવાના દ્રવ્યોનું નિયમન આવે; કે 'આજે ૧૦-૧૫-૨૦ દ્રવ્યથી અધિક નહિ ખાઉં...એમ બીજા પણ કપડાં બૂટ વગેરે વાપરવા અંગેના પણ નિયમ આવે એમાં માનસિક નિર્મર્યાદ ને છૂટી વૃત્તિનો સંકોચ છે. એમ (૪) **રસ-ત્યાગમાં** દુધ-દહીં-ઘી-તેલ-ગોળ-કઢા વિગઈઓનો શક્ય ત્યાગ કરવાનો. આ બે તપથી જ્યાં-ત્યાં જવા આવવાનું થાય ત્યાં મન અંકુશિત રહે છે; નહિતર તો 'બાવો બેઠો જપે, જે આવે તે ખપે' જેવું થાય. (૫) **કાયકષ્ટ-કાયક્લેશ** એ કાયાની મમતા ઓછી કરનારો તપ છે. કાયાની મમતા ઘટે, તો આત્માની મમતા વધે. પરંતુ આ કાયકષ્ટ ધર્મના નિમિત્તનું જોઈએ. એમ તો સંસાર માટે તો ઘણુંય કાયકષ્ટ ઉઠાવો છો, -પરંતુ એ બધાં ભવભ્રમણને પોષનારાં છે; કેમકે એમાં નર્યો મોહ ભર્યો છે. બાકી ધર્મકષ્ટ જેટલાં ઉઠાવો એટલાં કર્મ ખપે. એમ (૬) **સંલીનતામાં** ઇન્દ્રિયો-ગાત્રો, વાણી અને વૃત્તિઓ જેટલી ગોપવાય, શાંત અક્રિય રખાય, એટલી સંલીનતા છે. આડા-અવળા ડાફોળિયાં અને મફતનું બોલવાનું બંધ થઈ જાય, ઘણાં ઘણાં પાપથી બચાય. આનો અભ્યાસ પડાય તો ઘણો સંયમ આવી જાય, બહુ લાભ થાય, એનાથી શુભ સંસ્કારોની અને સંયમની મૂડી સુંદર ઊભી થાય.

સંયમની મોટી કિંમત છે. સંયમ વિનાના જ્ઞાનવાળાને જ્ઞાનીએ ગધેડાની ઉપમા આપી છે.

**અભ્યન્તરતપમાં** (૧) ગુરુ આગળ સર્વ પાપોનો શલ્યોદ્ધાર કરી **પ્રાયશ્ચિત** કરવું એ પહેલો પ્રકાર. શલ્ય ભવાંતર માટે બહુ દુઃખદાયી નીવડે, પછી (૨) પંચ પરમેષ્ઠી, જ્ઞાન વગેરેનો **વિનય** એ પણ મહાન તપ છે. એમ (૩) ચતુર્વિધ સંઘની **વૈયાવચ્ચ** પણ અદ્ભુત તપ છે. શાસ્ત્ર એને અપ્રતિપાતી ગુણ કહે છે. ભવાંતરે સાથે આવી ઉચ્ચ આરાધનાને સરળ અને સુલભ બનાવે છે. ત્યારે (૪) **'સ્વાધ્યાયઃ પરમમંગલમ્.'** સારા કામે જવું છે ત્યાં મંગળરૂપે શાસ્ત્રસ્વાધ્યાય કરીને જો જાઓ, તો એ મહા ફળદાયી બને છે. પાપવિકલ્પોથી બચાવે, એ બહુ મોટો લાભ છે.

(૫) **ધ્યાન** એ સ્વાધ્યાયમાં એકાગ્ર બનતાં લાગે છે. એમાં આર્ત-રૌદ્ર બે અશુભ ધ્યાન તિર્યંચ-નરકગતિનાં કર્મ બંધાવે. ધર્મધ્યાન શુક્લધ્યાન બે શુભ, એનાથી સ્વર્ગ-મોક્ષ મળે ને જન્મોનાં પાપકર્મ છેદાઈ જાય.

(૬) કાયોત્સર્ગ તો જાણીતો છે. એને સૌથી મથાળે મૂક્યું છે. તીર્થંકર ભગવાન તો ચારિત્ર લઈને મોટા ભાગે કાયોત્સર્ગમાં જ રહે છે. આ પરથી એનું કેટલું ઊંચું મૂલ્ય છે એ સમજી શકશો.

## બંધ-તત્ત્વ

બંધતત્ત્વમાં જે અજીવ પુદ્ગલની ૮ વર્ગણામાંની કાર્મણવર્ગણામાંથી કર્મ બનવાનું કહ્યું છે, એ આત્મા પર ચોંટતાં જ એમાં પ્રકૃતિ-સ્થિતિ-રસ-પ્રદેશ નક્કી થઈ જાય છે, એનું નામ કર્મનો બંધ છે. આમાં અશુભ કર્મનો રસ બહુ ખતરનાક છે, ઉગ્ર રસવાળું અશુભ કર્મ ઉગ્ર પીડા આપે છે.

જુઓ,-કર્મબંધનથી ચેતતા રહેવા જેવું છે. **વિદ્વાન મુનિ** સાધુઓને ભણાવતા...એક વાર રાતના જરાક નિદ્રામાં હતા ને એક મુનિએ શંકા પૂછી; તો એ મનમાં ખિન્ન થયા કે-'આ હું ક્યાં ભણ્યો તે સાધુઓ મને રાતે પણ જંપવા દેતા નથી! મારો ભાઈ કેવો સુખી છે કે ભણ્યો નથી તો એને આ કશી વિટંબણા નહિ,' આમાં તીવ્ર રસવાળું જ્ઞાનાવરણ કર્મ બાંધ્યું. પછીના મનુષ્યભવે ચારિત્ર લઈ ઉત્તરાધ્યયન સૂત્રના જોગ કરે છે. ચોથું અધ્યયન આવ્યું. ૧૩ ગાથા ગોખતાં આવડી નહિ. બીજે દિવસે ગુરુ કહે,-"આની મૂળ વિધિ એ છે કે આ ૧૩ ગાથા ન આવડે ત્યાંસુધી આયંબિલ કરવા પડે. અપવાદવિધિએ એક દિવસ જોગમાં

વધારીને અનુજ્ઞા થાય, એમણે મૂળ વિધિ પકડી. પેલા ઉગ્રરસવાળા કર્મને લીધે ૧૩ ગાથા ગોખતાં ૧૨ વરસ લાગ્યાં.' કર્મ બાંધતાં બહુ બહુ વિચાર કરવા જેવો છે. એમાં ય ઉગ્રભાવે ઉગ્રરસે બંધાતાં કર્મનાં ફળ ભયંકર.

કર્મનું સાયન્સ સૂક્ષ્મ અને અદ્‌ભુત છે. સર્વજ્ઞ સિવાય કોઈ બતાવી શકે નહિ. આના પર ૬ કર્મગ્રંથ, કમ્મપયડી, પંચસંગ્રહ વગેરે મહાન શાસ્ત્રો ખાસ ભણવા જેવા છે.

**મોક્ષતત્ત્વમાં** કોઈ પ્રકાર નથી પરંતુ પૂર્વની જે સ્થિતિએ કેવળજ્ઞાન અગર મોક્ષ પામ્યા એના હિસાબ પર મોક્ષતત્ત્વમાં ૧૫ ભેદ કહ્યા છે.

---

## પરમાત્માને ભજવા શા માટે ?

આપણે પરમાત્મ-ભક્તિનો વિચાર કરવાનો છે. પહેલો સવાલ આ છે કે પરમાત્માને ભજવા જ શા માટે ? જવાબ આ છે કે—

(૧) જો આપણે આત્માને માનનારા છીએ તો આપણા આત્માનું શુદ્ધ સ્વરૂપ એ જ પરમાત્મપણું છે. એના માટે શું પ્રશ્ન હોય કે એને શા માટે ભજવું ? શા માટે એને ધ્યાનમાં લેવું ?

(૨) પરમાત્મા આપણા અનંત ઉપકારી છે. એમના જ પ્રભાવે ઠેઠ નિગોદમાંથી આટલે ઊંચે ઉચ્ચ આર્ય માનવભવમાં આવ્યા છીએ અને આગળ પર પણ એમના જ ઉપકારથી ઊંચે ઠેઠ મોક્ષ સુધી પહોંચવાના છીએ, હવે એમને વિસરવા એટલે કૃતઘ્ન નિમકહરામ બનવાનું થાય.

(૩) ત્રીજી વાત એ છે, કે સંસાર ને સંસારની જડ-ચેતન વસ્તુને ભજવાથી સંસાર એટલે કે સંસરણ-ચાર ગતિઓમાં પરિભ્રમણ-મળ્યાં છે, એનાથી હવે બચવું હોય તો પરમાત્માને જ ભજવા જોઈએ; જેથી પરમાત્મપદ મળે. એ ન મળે ત્યાં સુધી સદ્‌ગતિ હૂંફ-આશ્વાસન-શાંતિ-સમાધિ મળે. પરમાત્માને ભજવાથી આજે પણ કેવા ચમત્કાર સર્જાય છે એ જુઓ,—

કમઠના આગના લાકડામાંથી અડધો બળેલો સાપ દિવ્યજ્ઞાની પાર્શ્વકુમારે બહાર કઢાવ્યો અને નવકાર સંભળાવ્યો; તો સાપને હૂંફ મળી ને સદ્‌ગતિમાં ધરણેન્દ્રપણું મળ્યું.

## ૬. પરમાત્માની ઓળખ : અરિહંત ભક્તિ



અનંતઉપકારી પરમમંગળમય શ્રીજિનશાસન કહે છે 'અનંતા જન્મ-મરણની જાલેશીથી ત્રાસેલા ભવી જીવને એમાંથી મોક્ષ જ્ઞાન-તપ-સંયમના સુયોગથી થાય. એમાં ય જ્ઞાન પહેલો ઉપાય છે, કેમકે (૧) એનાથી જ તપ-સંયમનો ખ્યાલ આવે છે, તેમજ (૨) આ ત્રણે સાધન આત્મા પર લાગુ કરવાના છે, તેથી આત્માનું જ્ઞાન પહેલું મેળવવાનું. એ માટે આત્માને સંબંધિત નવતત્ત્વનું જ્ઞાન મેળવવાનું; ઉપરાંત આપણા આત્માને અંતે 'પરમાત્મા' શુદ્ધ આત્મા બનાવવાનો છે, તો તે જે પૂર્વે વીતરાગ સર્વજ્ઞ પરમાત્મા બની ચૂકયા છે, એમને નજર સામે રાખવાથી થાય, માટે પરમાત્માનું જ્ઞાન મેળવવાનું છે. નજર સામે જેવો આદર્શ હોય, તેને અનુસારે જીવન બને છે, માટે અહીં વીતરાગ સર્વજ્ઞ પરમાત્માને આદર્શરૂપે નજરમાં રાખવાના છે; તો જ એ જ આદર્શ નજર સામે રાખવાથી આપણે પરમાત્મા બની શકીએ.

આ પરમાત્માને નજર સામે ને નજર સામે જ રાખવા હોય તો પરમાત્માની ભક્તિ આપણા જીવનમાં ભરચક કરવાની રહે છે. સવારથી રાત સુધીમાં પિતાની કશી ભક્તિ નહિ કરનાર દીકરો પિતાને નજર સામે રાખનારો નથી કહેવાતો.

પરમાત્માની ભક્તિ કરવા માટે પરમાત્માને ઓળખવા જોઈએ.

આપણે વીતરાગ સર્વજ્ઞ અરિહંત ભગવાનને પરમાત્મા માનીએ છીએ. કેમકે (૧) પરમાત્મા એટલે શુદ્ધ આત્મા, ને શુદ્ધતાનું સ્વરૂપ વીતરાગતા અને સર્વજ્ઞતા, તે એમને પ્રગટ થયું છે. વળી (૨) આપણી સામે જેવો આદર્શ હોય તેવી આપણને પ્રેરણા અને ઉપદેશ મળે છે; જો વીતરાગને બદલે રાગી-દ્વેષી નજર સામે હોય તો રાગ-દ્વેષની જ પ્રેરણા અને ઉપદેશ મળે.

તમને ખબર હશે કે ગીતામાં કહેવાય છે કે અર્જુનને શ્રીકૃષ્ણે આપેલ ઉપદેશ છે. અર્જુને કુરુક્ષેત્ર પર પહોંચતાં જાણ્યું કે,–'સામે શત્રુસેનામાં વિદ્યાગુરુ દ્રોણાચાર્ય છે. દાદા ભીષ્મપિતામહ છે, તથા ભાઈઓ દુર્યોધન વગેરે છે,...એમને મારે મારવાના?' અર્જુને ઊભગી જઈ વૈરાગ્ય પામી શ્રીકૃષ્ણને કહ્યું, 'મારે લડીને આ બધી વિભૂતિઓનો નાશ કરવાનો? મારે યુદ્ધ નથી કરવું, ભલે રાજ્ય પાછું ન મળે. ભીખ માગીને જીવન નિભાવીશ, પણ વિભૂતિઓનો નાશ કરી હું આતતાયી નહિ બનું' એમ કહી એણે ગાંડીવ ધનુષ્ય નીચે મૂકી દીધું. હવે જુઓ, એમના પરમાત્મા શ્રીકૃષ્ણ શું કહે છે? એ કહે–'**મા સ્મ કલવ્યં ગમઃ પાર્થ...**'

'હે અર્જુન તું નપુંસક ન બન, તું ખોટું અભિમાન શું કરે છે કે–'હું આ બધાને મારનારો?' જ્યારે ખરેખર તો આત્મા અમર છે. માટે ઊઠ, કર્તવ્ય બજાવ'...એમ ઉપદેશ આપી અર્જુનને પાણી ચડાવી દીધું ને ખૂનખાર યુદ્ધ થયું. લોહીની નદીઓ વહી.

હવે જુઓ, પરમાત્મા વીતરાગ સર્વજ્ઞ શ્રી ઋષભદેવ ભગવાને શું કર્યું? ભરત ચક્રવર્તીને છ ખંડ જીતી આવ્યા પછી પણ ચક્રરત્ન શસ્ત્રશાળામાં પેસતું નહોતું. સેનાપતિ કહે, 'હજી તમારા નવ્વાણું ભાઈ પર તમારી આણ ક્યાં ચાલે છે? તેથી જીત અધૂરી છે.' ભરત કહે, 'તો શું મારે ભાઈઓ સાથે ચક્રરત્નના પ્રવેશ ખાતર લડવું? ભલે ચક્ર અંદર ન પેસે, મારે ભાઈઓ સાથે લડવું નથી.'

ઉસ્તાદ સેનાપતિ કહે, 'આ તો તમારી નાલેશી છે કે જુઓ આમના નાના ભાઈઓ ઉદ્ધત બની ગયા, મોટાભાઈએ કેવા છ ખંડ જીતવાના પરાક્રમ કર્યાં, છતાં એનું અભિનંદન કરવા ય નથી આવતા? માટે તમારે એમને વિનય શિખવાડવો જોઈએ. દુનિયામાં ચમત્કારને નમસ્કાર છે.' બસ, ભરતે દૂત મોકલ્યો. એ જઈને કહે છે,–'આજ્ઞામાં આવી જાઓ નહિતર યુદ્ધ માટે તૈયાર રહો.'

અઠ્ઠાણું ભેગા થઈ વિચારે છે,–'જુઓ ભરતનો લોભ અને સ્વાર્થમાયા! મોટા તરીકે ઉદાર બની, જીતેલામાંથી ભાઈઓને પ્રેમપ્રસાદી આપવાની તો દૂર, ઉપરથી પિતાજીએ આપણને આપેલ રાજ્ય પણ પડાવી લેવું છે?..હવે એને યુદ્ધ કરવાના કોડ છે, તો ભલે યુદ્ધ થાય. એ એક છે તો આપણે અઠ્ઠાણું છીએ. એના અભિમાનને હેઠું ઉતારશું. પરંતુ પિતા ઋષભદેવ ભગવાનને જાણ કરી દઈએ.' એમ કરી આવ્યા પ્રભુ પાસે.

પ્રભુ કહે છે, 'હે વત્સો! તમે ભરતને દુશ્મન દેખો છો, પરંતુ દુશ્મન તો તમારા અંતરમાં રહેલ તૃષ્ણા–અહંત્વ–મમતા–કષાયો વગેરે છે. એણે જ તમને અનંતકાળ સંસારમાં ભમાવ્યા છે, ભરતે નહિ. આ રૂડા માનવભવમાં એ આંતરશત્રુઓને ખત્મ કરવાની અમૂલ્ય તક છે, તેમાં જ શું એ શત્રુઓની પુષ્ટિ કરશો? શું અહીંના તમારા રાજ્યથી તમારી તૃષ્ણાનો અંત આવશે?

જેમ જંગલમાં સખ્ત તાપમાં તરસ્યો થયેલો માણસ ઠંડકમાં જરા બેઠો, ઝોકું આવ્યું, ને સ્વપ્નમાં ભારે તરસ દેખી એ મિટાવવા બધા તળાવો, સરોવરો ને નદીઓનાં પાણી પી ગયો, છતાં તૃષા ઊભી છે. એટલે હવે એક ખાબોચિયા પર પછેડી પાથરી ભિંજાવી એનો છેડો ઊંચકી મોંમાં પાણીનાં ટીપાં નિચોવે છે, તો એથી કાંઈ તૃષા મીટે? એમ જીવે અનંતાકાળ મોટમોટા રાજ્યપાટ મેળવ્યા છતાં તૃષ્ણા ઊભી રહી, તે શું અહીં એક નાનકડું રાજ્ય રાખવાથી તૃષ્ણા મીટશે? પરિવારે ય અનંતા કર્યા તો ય મમતા ન મરી, તે અહીંના પરિવાર રાખી મમતા શાંત થશે?...માટે આ ખોટી માયા છે; આંતરશત્રુઓને ખત્મ કરો.'

ત્યાં જ ૯૮ પુત્રો બૂઝી ગયા. ત્યાં ને ત્યાં સંસાર–ત્યાગ કરી ચારિત્ર લીધું. ભરતના દૂતો પાછા ગયા. ભરતને વાત કરી. ભરત પસ્તાયો. આવીને અઠ્ઠાણુંની ક્ષમા માગી કહે છે,–'મારે તમારા પર સત્તા નથી જોઈતી, જાઓ, સુખેથી સ્વતંત્રપણે રાજ્ય ભોગવો.' અઠ્ઠાણુંને પરમાત્મા વીતરાગ મળ્યા, તો એ ભારે રાગી મટી વિરાગી બન્યા. યુદ્ધ ન થયું. લોહીનું એક ટીપું રેડાયું નહિ! અર્જુનને સરાગી ભગવાન મળ્યા તો એ વિરાગી મટી રાગી થયો! ખૂનખાર યુદ્ધ થયું!

માટે નજર સામે વીતરાગ સર્વજ્ઞ સાચા પરમાત્મા રાખો, એમની ખૂબ ભક્તિ કરો.

અરિહંતની ભક્તિ ૪ પ્રકારે થાય, કેમકે અરિહંત ૪ પ્રકારે છે. (૧) નામ–અરિહંત (૨) સ્થાપના–અરિહંત (૩) દ્રવ્ય–અરિહંત (૪) ભાવ–અરિહંત.

## (૧) નામ–અરિહંતની ભક્તિ

નામ અરિહંત એટલે અરિહંતનું નામ. નામ–અરિહંતની ભક્તિ માટે એમનું નામ 'અરિહંત અરિહંત' યા 'નમો અરિહંતાણં' ખૂબ રટવાનું. એથી પાપવિચારો અટકે, મન પવિત્ર થાય, દિલમાંથી કામ–ક્રોધાદિ વિકારો રવાના થતા જાય. જુઓ, વાલિરાજાનો નાનો ભાઈ **સુગ્રીવ** પૂર્વના એક ભવે બળદ મરણતોલ

દશામાં રસ્તાની એક બાજુ પડેલો. એક શ્રાવકે જોઈ ઘોડેથી નીચે ઊતરી એને 'નમો અરિહંતાણું નમો સિદ્ધાણું'' ની રટણા સંભળાવી. બળદ મર્યો. વીસેક વરસ પછી એ જ શ્રાવક ત્યાંથી પસાર થતાં ત્યાં જ રસ્તાની બીજી બાજુ નૂતન સુંદર જિનમંદિર દેખી દર્શનાર્થે પેઠો. દર્શન કરી પાછો નીકળતાં સામે દિવાલ પર ચિત્રમાં એ જ મરતો બળદ અને એને શ્રાવક નવકાર સંભળાવતો જોયો. સહસા બોલી જવાયું, 'ઓહો ! આ તો મારું જ ચિત્ર !' એ સાંભળી સિપાઈ કહે, 'ચાલો, રાજકુમાર સાહેબ તમને યાદ કરે છે'...ગયા... સિપાઈએ કુમારને વાત કરી. રાજકુમાર શ્રાવકને પગે પડી જાય છે, કહે છે, 'એ બળદ હું પોતે જ. તમે 'નમો અરિહંતાણ' ની રટણા આપી મને માનવભવ અપાવ્યો. એ રસ્તેથી પસાર થતાં એ જગા જોઈ મને જાતિસ્મરણ જ્ઞાન થયું. 'મારા અનન્ય ઉપકારીને આ મોટા નગરમાં શી રીતે શોધી કાઢવા' એમ વિચારતાં મેં દેરાસર બનાવરાવી એમાં આ ચિત્ર ચિતરાવ્યું. સિપાઈને વાત કરી ઊભો રાખ્યો, એ તમને અહીં લઈ આવ્યો. માનવજન્મ અપાવવાના તમારા અનવધિ ઉપકારનો બદલો હું શું વાળું ? આ રાજ્ય તમે સ્વીકારી લો...રાજકુમાર અંતે ચારિત્ર લઈ સ્વર્ગે જઈ અહીં સુગ્રીવ થાય છે. નામ-રટણાની અરિહંતભક્તિ કેવો ચમત્કાર સર્જે છે ! બળદને જીવનમાં ધર્મ નહોતો, પાપ હતાં; કિન્તુ અંતે પણ અરિહંત પરમાત્માના નામની રટણા મળી, તો ઊંચે આવી ગયો.

સુદર્શનશેઠ જેમને શૂળીનું સિંહાસન થયું, એ પૂર્વભવે એ જ ઘરમાં ઢોરા ચારનારો નોકર, જંગલમાં મુનિ પાસેથી એને 'નમો અરિહંતાણ'' પદ મળ્યું, ચડ્યો રટણામાં. ૪–૫ કલાક ઢોરા ચરે ને પોતે 'નમો અરિહંતાણ'' રટે. એક વાર પોતે આંખ મીંચી રટણામાં, ને ઢોરા નદી ઊતરી સામે પાર જંગલમાં પહોંચ્યા. પાછળથી નદીમાં પૂર આવ્યું. આ આંખ ખોલી જુએ છે તો ઢોરા પેલે પાર છે. જંગલમાં રખડી ન પડે એ હેતુથી ત્યાં જઈને સંભાળી લેવા માટે નદી તરી જવા ભેખડ પર ચડી નદીમાં ઝંપો મૂક્યો. કમનસીબે નીચે ઊભો–ચિપકેલો લાકડાનો ખૂંટો પેટમાં ઘૂસી ગયો ! ચીકણા ખૂંટામાંથી પેટ ઊંચું ઊચકી શકાયું નહિ, પરંતુ ફિકર નહિ, સત્ત્વ દાખવી 'નમો અરિહંતાણું''ની રટણા ચાલુ રાખી...તીવ્ર પીડામાં મોત છતાં નામ–અરિહંતની ભક્તિએ એને એ જ શેઠ અર્હદ્દાસનો દીકરો બનાવી દીધો ! આ રટણાના સત્ત્વે બ્રહ્મચર્ય અને અહિંસાની પરીક્ષામાં પાસ કર્યો, શૂળીનું સિંહાસન કર્યું, ને એ જ ભવે ચારિત્રની આરાધનાપૂર્વક મોક્ષ અપાવ્યો. નામ–અરિહંતની ભક્તિ કેટલું ગજબ કામ કરે છે !

# (૨) સ્થાપના-અરિહંતની ભક્તિ

સ્થાપના-અરિહંત એટલે જિનેશ્વર ભગવાનના શાશ્વત અને પ્રતિષ્ઠિત અશાશ્વત પ્રતિમાજી. એમની ભક્તિમાં ત્રિકાળ દેવદર્શન આવે, અષ્ટપ્રકારી પૂજા, ને સ્નાત્રાદિ મહોત્સવ આવે, તીર્થયાત્રા, મંદિર-નિર્માણ, પ્રતિમા ભરાવવી, અંજનશલાકા-પ્રતિષ્ઠા-મહોત્સવ વગેરે વગેરે આવે.

આ સ્થાપના-અરિહંતની ભક્તિનો પ્રભાવ આખા જીવનના પરિવર્તન કરી દે છે. આત્માને બહિરાત્મા મિટાવી અંતરાત્મા બનાવી પરમાત્મ-અવસ્થા સુધી પહોંચાડી દે છે!

જુઓ, **દેવપાલ** એક શ્રાવકશેઠના ઢોરો ચારનારો નોકર જંગલમાં એક વાર તૂટેલી ભેખડમાં ઋષભદેવ ભગવાનની પ્રતિમા દેખી નાચ્યો! નાહીધોઈ નીચે માટીનું મંદિર બનાવી એમાં પ્રભુને સ્થાપ્યા, ફૂલ ચડાવ્યા. હરખનો પાર નથી. આંખમાં પાણી સાથે બોલે છે,-'પ્રભુ! પ્રભુ! તું મને મળ્યો! રોજ તારા દર્શન-પૂજા વિના અન્ન-જળ લઉં નહિ!' રોજ વધતા ભાવોલ્લાસે પૂજા-ભક્તિ કરે છે. જીવનમાંથી કેટલાય દુન્યવી વિચારો નાબૂદ થઈ ગવા; બસ, વિચાર પ્રભુનો ને પ્રભુનો! સ્થાપના અરિહંત-ભક્તિનો કેવો પ્રભાવ?

એક વાર ૭ દિન વરસાદની ભયંકર હેલીમાં માથાભેર પૂર તે ઘરની બહાર નીકળી ન શકાયું. સાતે દિન ઉપવાસ! પારાવાર ખેદ! પણ શાનો? 'હાય! મારે ખાવાનું ટળ્યું''નો નહિં, કિન્તુ 'હાય! મારે પ્રભુદર્શન નહિ?' નો ખેદ. આઠમે દિને હેલી બંધ...પહોંચ્યો જંગલમાં...પ્રભુ આગળ કલ્પાંત કરતો કહે છે,-'પ્રભુ! આ સજા મને? મને બીજી ગમે તે સજા કરજે, પણ તારી ભક્તિ વિનાનો ન રાખીશ. તારી ભક્તિ વિના મારા ૭ દિન વાંઝિયા ગયા...'

ચક્રેશ્વરી દેવી આવી કહે છે;-'દેવપાલ! હું તારા ભગવાનની અધિષ્ઠાત્રી દેવી છું. તારી ભક્તિથી પ્રસન્ન થઈ છું. ભક્તિના બદલામા માંગ, બોલ, હું તારું શું પ્રિય કરું?' દેવપાલ કહે, 'મને પ્રભુભક્તિ આપ.' દેવી કહે,-'એ તો તારી પાસે છે જ, પણ દેવતાનું દર્શન નિષ્ફળ ન જાય તેથી કાંઈક રાજપાટ-ખજાના જેવું માંગી લે!' દેવપાલનો જવાબ હૃદયમાં કોતરી લો,—

'દેવી! તું ભક્તિના બદલામાં જે આપવા કહે છે તે ગધેડા સમાન છે; જ્યારે પ્રભુ-ભક્તિ ઐરાવણહાથી સમાન છે. ઐરાવણહાથી વેચીને ગધેડો ખરીદવાની મૂર્ખાઈ હું ન કરું.'

દેવીએ હાથ જોડયા,-'ધન્ય તારી પ્રભુભક્તિને! મારું આપ્યું નહિ લે... પરંતુ આ તારી ઉચ્ચ ભક્તિથી ઊભું થયેલ ઉત્કૃષ્ટ પુણ્ય અહીં જ ફળવાનું, ને આજથી સાતમે દહાડે તું આ નગરનો રાજા થઈશ'

આ સાંભળીને દેવપાલને ખેદ થયો કે, 'હાય ! આ રાજપાટની લપ આવશે તો મારી પ્રભુભક્તિનું શું થશે ?'

જોવા જેવું છે...પરમાત્માની ભક્તિ કેટલું ઊંચું નિઃસ્પૃહી માનસ સરજી આપે છે ! ત્યારે શું મન પર પૈસાનો નશો હોય એ ઊંચું માનસ છે? કે નિઃસ્પૃહિતાનું માનસ ઊંચું ? પરમાત્મા સાક્ષાત્ નથી મળ્યા, સ્થાપનારૂપે-મૂર્તિરૂપે મળ્યા છે, છતાં હૃદયની નિષ્ઠા, શ્રદ્ધા અને સમર્પણ આત્માને કેવો પરમ આહ્‌લાદ, પરમ પ્રસન્નતા ને પરમશાંતિ આપે છે !

દેવપાલ ૭ મે દિવસે રાજા થાય છે. શી રીતે ? રાજાને જ્ઞાનીએ ૩ દિન પછી મોત કહ્યું છે, તેથી ચારિત્ર લઈ લેવું છે; એ માટે રાજા બનાવવા તરીકે યોગ્યને શોધી કાઢવા સાંઢણી કાઢેલી..આખા નગરમાં ફરી છેવટે નગર બહાર ઝાડ નીચે રહેલા દેવપાલ પર કળશ ઢોળ્યો !...રાજા થયો...મંત્રીઓ આજ્ઞા માનવા તૈયાર નહિ. દેવીએ કહ્યું, 'માટીના હાથી પર સવારી કરી નગરમાં ફર,'...કર્યું ને મંત્રીઓ ગભરાણા...'હાય...! આમને કોઈ દેવતાની સહાય લાગે છે !'...શરણે આવ્યા, શ્રાવકશેઠને મહાઅમાત્ય બનાવી રાજ્ય સંભાળવા સોપ્યું. પોતે પ્રભુ-ભક્તિમાં લીન. દેરાસરો બંધાવ્યાં, લોકોને જિનભક્તિમાં જોડવા સારી પ્રભાવના, વરઘોડા, તીર્થયાત્રા વગેરે અરિહંતભક્તિથી અરિહંતપણાનું પુણ્ય ઊભું કર્યું ! સ્થાપનાઅરિહંતની ભક્તિ કેવું કામ કરે ! સ્થાપના-પરમાત્માની ભક્તિએ દેવપાલને ઠેઠ અરિહંત-તીર્થંકર બનવાનું પુણ્ય આપ્યું. આવી પરમાત્મભક્તિમાં જેટલા તન-મન-ધન ખરચીએ એટલાં ઓછાં છે. એના અપરંપાર લાભ નજર સામે આવી જાય પછી તન-ધનનો ભારે ભોગ આપતાં હૈયું નાચી ઊઠે.

જાણો છો ? સિદ્ધરાજ જયસિંહને પ્રમાણિક સાજન શ્રાવક મળ્યો. રાજા કહે, 'મારા દંડનાયક મંત્રી થાઓ. માત્ર રાજાઓ પાસેથી ખંડણી ઉઘરાવી લાવવાનું કામ.' સાજન કહે-'મહારાજા ! મારે નિયમિત ત્રિકાળ પ્રભુ-ભક્તિ, ઉભયકાળ આવશ્યક, જિનવાણી-શ્રવણ, શાસ્ત્ર-સ્વાધ્યાય વગેરે ધર્મને હાનિ પહોંચે, માટે માફ કરજો, મારે મંત્રી નથી બનવું. વળી મારે વધુ ધન પણ નથી ખપતું.' કેવો પરમાત્મભક્તિનો રંગ ! રાજા કહે, 'પણ બીજાઓ ઉઘરાણીમાંથી હજારો રૂપિયા ખાઈ જાય છે. તું પ્રમાણિક છે માટે મારા પર ઉપકાર ખાતર તારે આ મંત્રીપદ લેવું જ પડશે ! તારા ધર્મને બાધ ન પહોંચે એ રીતે કામ કરવાનું..' પરાણે મંત્રી બનવું પડ્યું...એક વાર સૌરાષ્ટ્રના રાજાઓ પાસેથી ૧૨।। ક્રોડની ખંડણી ઉઘરાવી લઈ પાછા વળતાં ગીરનારની યાત્રાએ ચડ્યા...મંદિરો જીર્ણ બિસ્માર હાલતમાં જોઈ જુનાગઢના સંઘને કહી દીધું,-'જીર્ણોદ્ધાર ચાલુ કરાવો. એક વર્ષમાં મંદિરો દેવવિમાનશા થઈ જવા જોઈએ. ૧૨।। ક્રોડ સુધી ખરચી નાખવા છે.'

બાજુના વંથલી ગામમાં સંઘ પાસે ૧૨ાા ક્રોડની લોન માગી. ૪ જુવાનિયા કહે..'પારકે પૈસે તીર્થોદ્ધાર? કોણે ઊંચે બાંધ્યા હતા?' બુઝર્ગો કહે 'નાદાનો! રાજા સિદ્ધરાજની માથે લટકતી તલવાર રાખીને આ પરમાત્મ-મંદિરની ભક્તિ કરનાર કોણ માડીજાયો પાકયો છે? ધન્યવાદ આપો સાજન મંત્રીને.' બીજા એક યુવાને એકલે ઘરે લઈ જઈ ભોંયરામાં સોનૈયા મોતી વગેરેના ઢગ બતાવી કહ્યું,—'લઈ જાઓ આ.' મંત્રી કહે, 'અવસરે વાત.'

રાજા સિદ્ધરાજને બીજાઓએ ચડાવ્યો-'સાજન પૈસા લઈ ભાગી ગયો. જુઓ, વરસ થયું, પત્તો છે?' રાજા તપાસ કરાવી જાતે જુનાગઢ આવ્યો..કહે છે,—'પૈસા કયાં?' મંત્રી કહે,—'ગાડાં મંગાવો, થેલીઓ એમાં મુકાવી દો. શું સાજનને આપ ઓળખતા નથી? એક પૈસો આઘોપાછો ન થાય.' ધરપત વળી. સાજન કહે, 'આટલે આવ્યા છો તો ઉપર પરમાત્માનાં દર્શન કરો.' ચડાવ્યા ઉપર. સંગેમરમરનાં શિખરો જોઈ રાજા કહે-'સાજન! સાજન! કઈ ધન્ય માતાના દીકરાએ આ બનાવ્યા?' સાજન કહે 'મીનળદેવી ધન્ય માતાના પુત્રે બનાવ્યા! ...અરે મેં?...'હાજી, આપની ૧૨ાા ક્રોડની ખંડણી આમાં લગાવી છે ને એટલી જ લોન નીચે તૈયાર છે. આપને માટીનું ધન જોઈએ તો નીચે પધારો; પણ એ મૃત્યુ પછી અહીં જ રહેશે. આપને આ મંદિરો જે સેંકડો વરસો સુધી લાખો ભવી જીવોને પ્રભુભક્તિ કરાવી કરાવી શુભ ભાવો, સમ્યગ્દર્શન, વ્રત-નિયમો દાન-દયા વગેરે ધર્મ પાયા કરશે એના નિમિત્ત બનવાનું અણમોલ સુકૃત જોઈએ તો આ તૈયાર છે..'આ સુકૃત જન્મોજન્મ સુખ દેશે!'

સિદ્ધરાજે પરમાત્મભક્તિનું મૂલ્યાંકન કર્યું; કહી દીધું,—**'મારે આ સુકૃત જોઈએ, માટીનું ધન નથી જોઈતું.'** સાજનને ધન્યવાદ આપ્યા.

## (૩) દ્રવ્ય-અરિહંતની ભક્તિ

દ્રવ્ય-અરિહંતની ભક્તિ ભયંકર દુષ્ટ ચંડકૌશિક સાપે કરી. પ્રભુથી બૂઝયા પછી આખા શરીરે કીડાઓના ચટકાની કારમી વેદના વચ્ચે ચારિત્રમાં રહેલ મહાવીર પ્રભુને જ નજરમાં રાખી સમતા ભાવની પ્રેરણા લીધી.

## ૪. ભાવ-અરિહંતની ભક્તિ

શ્રેણિક સુલસા વગેરેએ અનેક રીતે ભાવ અરિહંતની ભક્તિ કરી તીર્થંકર બનવાનાં પુણ્ય ઉપાર્જ્યાં.

---

## ૭. આત્માની ત્રણ અવસ્થા



શ્રી જિનશાસન કહે છે,–મોક્ષ જ્ઞાન, તપ અને સંયમથી થાય. એમાં જ્ઞાન પહેલું પોતાની જાતનું કરવાનું. નહિતર જગતને ઓળખ્યું પણ જાતની જ ખબર નથી એનું જ્ઞાન નકામું, **'ય આત્માનં વેત્તિ સ પંડિતઃ'** પોતાના આત્માને જે જાણે છે તે સાચો જ્ઞાની છે.

**આત્માને જાણવા માટે આત્માની ત્રણ અવસ્થા જાણવાની છે,** (૧) બહિરાત્મા, (૨) અંતરાત્મા અને (૩) પરમાત્મા.

બહિરાત્મા તે ગણાય જે બાહ્ય કાયાને જ પોતાની જાત તરીકે જાણે. અંતરાત્મા તે ગણાય જે કાયાની અંદર પુરાએલા પોતાના આત્માને પોતાની જાત તરીકે જાણે. એ જાણ્યા પછી એના કલ્યાણ માટેનો પ્રયત્ન કરતાં કરતાં, આત્મામાંથી મોહ–અજ્ઞાન–આસક્તિ વગેરેને સર્વેસર્વા ફગાવી દઈ વીતરાગ અનંતજ્ઞાની અનંતવીર્ય–સંપન્ન બને, એ પરમાત્મા ગણાય.

અનંતકાળથી જીવ સંસારમાં કેમ ભમતો રહ્યો છે? આ બહિરાત્મદશાના યોગે જ. કાયાને જ જાત માની એટલે પછી કાયા જ પ્રવૃત્તિના કેન્દ્રમાં. કાંઈ વિચારે તો કાયાના સુખનું, બોલે તો કાયાના સુખનું, અને વર્તાવ–આચરણ કરે તો કાયાના સુખ માટે. ત્યાં બધે જ પાપ, એટલે ભવભ્રમણ. અંતરાત્મા બન્યો નથી એટલે એને આત્માના કલ્યાણની કોઇ વાત જ નથી.

ત્યારે અંતરાત્મા બનેલો એ વાતવાતમાં આત્માના કલ્યાણને જ આગળ કરશે. વિચારે, બોલે, વર્તાવ કરે, તો આત્માનું કલ્યાણ કેમ સધાય એ લક્ષ રાખીને. એની ખુશી દાનાદિ આત્મકલ્યાણનાં સુકૃત્યોમાં.

બહિરાત્મા–અંતરાત્મામાં કેટલો ફરક! એક ખાઈને ખુશી, બીજો ખવડાવીને ખુશી! એક ધનનો ઢેર કરીને ખુશી, બીજો ધનને દાનમાં–સુકૃતમાં ખરચીને ખુશી! એક સંસારના વિષયોના રંગરાગ ઉડાવીને ખુશી, ત્યારે બીજો એનો ત્યાગ કરીને ખુશી!

## સ્વભોગ અને સુકૃત વચ્ચે મોટું અંતર

પરંતુ જોવા જેવું તો એ છે કે કઇ ખુશી કયો આનંદ આવકારવા જેવો? સીધો હિસાબ છે. ખાવાનો આનંદ તો, પછી જો વધુ સારું ખાવાનું આવ્યું તો Condemnedમાં ગણાય છે, નકામો ગણાય છે; અને જો હલકું ખાવાનું આવ્યું તો રોવડાવે છે. સંતાપ કરાવે છે કે 'પેલો આનંદ પેલી મઝા ઓર.' ત્યારે ખવડાવવાનો આનંદ અમર ઊભો રહે છે. દા. ત. પેલી સાધર્મિક–ભક્તિનો કે સુપાત્ર–દાનનો લાભ સુંદર મળ્યો! વળી જ્યારે જ્યારે એવું યાદ આવે ત્યારે ત્યારે સુકૃતની અનુમોદનાથી નવું નવું પુણ્ય બાંધે. કયો આનંદ સારો! ખાઈને ખુશીનો? કે ખવડાવીને ખુશીનો?

આગળ જુઓ, અંતકાળે આનંદ શાના પર રહે? 'ચાલો મરવાનું આવ્યું, ફિકર નહિ. મેં જિંદગીભર આવું આવું સારું ખાધું–પીધું'' એ યાદ કરીને આનંદ રહે? કે 'મેં આટલી આટલી સાધર્મિક ભક્તિ કરી, સુપાત્ર દાન દીધાં' એ યાદ કરીને આનંદ રહે? એમ મરતી વખતે જીવનમાં પૈસાના ઢેર કર્યાનું યાદ કરીને આનંદ રહે? કે દાન સુકૃતો કર્યાનું યાદ કરીને આનંદ રહે? વિષયોના રંગરાગ ઉડાવ્યાનું યાદ કરીને આનંદ? કે ત્યાગ–વ્રત–નિયમ કર્યા તે યાદ કરીને આનંદ રહે?

આનો જવાબ દૂર લેવા જવાની જરૂર નથી; કેમકે જીવનભર ખાઈને ખુશી, ધનસંગ્રહ કરીને ખુશી અને વિષયોના રંગરાગ ઉડાવીને ખુશી થયેલા અંતકાળે કેવા રોતા રોતા મરે છે, એ નજરે દેખાય છે. ત્યારે જીવનમાં ખવડાવીને, દાન–સુકૃત કરીને અને ત્યાગ–વ્રત–નિયમ કરીને ખુશી રહેલાને અંતકાળે સુકૃત–અનુમોદનાની ખુશીમાં મોત આવે છે.

બસ, બહિરાત્મદશા છોડીને અંતરાત્મદશામાં આવવાનું છે. એ માટે કાયાના કલ્યાણ બહુ ન વિચારતાં, આત્માના કલ્યાણનો ડગલે–પગલે વિચાર મુખ્ય રાખવાનો છે. પછી જો આત્મ–કલ્યાણનો રસ લાગી ગયો તો સારાસારીમાં ઉપરાંત પોતાની આપત્તિમાં પણ આત્મ–કલ્યાણનો મોકો મળતાં એ સાધી લેવાનું નહિ ચુકાય.

# પ્રેમચંદ શેઠનો અંતરાત્મભાવ

કીકાભાઈ પ્રેમચંદ સસ્તીવારીના કાળમાં પણ સુરત જિલ્લાના સાધર્મિકના ઉદ્ધારમાં ખાનગીમાં રૂ. બે હજાર માસિક ખરચતા! તેમના પિતા પ્રેમચંદ રાયચંદ ખરેખરા નામી શ્રાવક થઈ ગયા. પાલીતાણા ગયેલા ત્યારે સિદ્ધગિરિના રખોપા તરીકે વાર્ષિક હજારો રૂપિયા પાલીતાણાના રાજાને દેવા પડતા, તે હંમેશ માટે કાઢી નખાવવા રાજા સાથે સોદો કરીને પોતાના એકલાના તે કાળના રૂપિયા તેર લાખ રાજાને આપી દેવા તૈયાર થઈ ગયેલા. પરંતુ કમનશીબે મુંબઈ પહોંચતાં દેવાળું નીકળી ગયું તે સોદો રહી ગયો.

એ પ્રેમચંદશેઠનો સુરત પાસેના ગામડામાં રહેતો એક જ્ઞાતિભાઇ રૂપિયા ત્રીસ હજારના દેવાળામાં આવી ગયો. ગામડાના દેવાળામાં ખૂબ મૂંઝવણ. કોઈકે કહ્યું,–'મુંબઈમાં આપણી જ્ઞાતિના પ્રેમચંદ રાયચંદ શેઠ રહે છે. એ બહુ ઉદાર છે. એમની પાસે પહોંચી જા, તારી ભીડ ભાંગી નાખશે.' આ ગામડાનો વાણિયો પહોંચ્યો મુંબઈ, ત્યાં સાંભળ્યું કે પ્રેમચંદ શેઠને લાખોનું દેવાળું નીકળ્યું છે. મનને થયું કે 'તો તો એમને બિચારાને કેટલી બધી મૂંઝવણ? મુઆ પૈસા, લાવ પૈસા માટે તો નહિ, પણ ખરખરો કરવા જાઉં.' પહોંચ્યો પ્રેમચંદ શેઠ પાસે.

શેઠને ઓળખ આપી કહે, 'દેવું પતાવવા તમારી સહાય માટે આવ્યો હતો, પરંતુ તમારે લાખોનું દેવું થયાનું સાંભળી હવે પૈસા માટે નહિ કિન્તુ ખરખરો કરવા આવ્યો છું. જુઓ, હિંમત રાખજો. આ પૂર્વના કર્મના હિસાબ છે. દુઃખ કર્યાથી આપદા થોડી જ મટે છે? ભગવાનનું નામ લેવું; તારણહાર ભગવાન છે.'

પ્રેમચંદ શેઠ વણિકની હમદર્દી પર ચકિત થઈ જાય છે! કહે છે, 'ભાઈ! ખરી વાત તમારી, તમે ખરેખરું આશ્વાસન આપ્યું. એમ કહીને પૂછે છે,-તમારે કેટલી રકમનું દેવું છે?' વાણિયો કહે. 'મારે ભાઇસાહેબ! તમારી આગળ દેવાળું શી વિસાતમાં? મારે તો દેવું માત્ર ત્રીસ હજારનું.'

શેઠ મુનિમને કહે, 'રૂ. ૫૦ હજારની થેલી લાવો,' થેલી આપી વણિકને કહે, 'લ્યો શેઠ! આ લઈ જાઓ.'

'અરે! શેઠ! આટલા બધા ન લેવાય. મારે તો માત્ર ૩૦ હજારનું જ દેવું છે.

'શેઠ કહે,–પણ તમારે દેવું પતાવ્યા પછી વેપાર કરવા જોઈશે ને? લઈ જાઓ ૫૦ હજાર. વધારે નથી, ને આ તમારા પુણ્યના છે.' પછી આગ્રહ કરીને

એને ચાર દિવસ રાખી રૂપિયા અને એને પોતાની માણસની સાથે ઠેઠ એના મામડે પહોંચાડયો.

શું આ ? અંતરાત્મભાવ. 'મારે આપદાભોગી વધુ આપદા સમજીશ, પણ આ ભાગ્યશાળીનું દુઃખ ભોગવા દે. આવો સાધર્મિક-ઉદ્ધારનો લાભ ક્યાંથી મળે ? અહોભાગ્ય મારું કે સાધર્મિક મારા આંગણે આવી ચડયો છે ! રૂપિયા રાખી મૂકેલા કાયાનું કલ્યાણ કરશે. જ્યારે આવા સાધર્મિકનું દુઃખ ફેડવામાં ગયેલા રૂપિયા આત્માનું કલ્યાણ કરશે.' આ હિસાબ હતો. ખાઈને ખુશી નહિ, ખવડાવીને ખુશી; ભેગું કરીને ખુશી નહિ, પરોપકાર કરીને ખુશી; સમજતા હતા કે, 'હું જૈન શાનો જો સાધર્મિકની ભીડ ન ભાગું ?' આત્માના કલ્યાણનો મુખ્ય હિસાબ, માટે અંતરાત્મા. બહિરાત્માનો માત્ર કાયાના સુખનો હિસાબ.

**આત્માને પરમાત્મા બનાવવો છે એને પરમાત્માને ભજ્યા વિના ન ચાલે.** 'મોહાંધ મારણહાર સંસારીઓની ભક્તિ અનંતીવાર કરી; હવે તારણહાર પરમાત્મા મળ્યા છે તો એમની ભક્તિ ખૂબ કરી લે.'

**આત્માને જાણ્યો એ કે ડગલે ને પગલે દેવાધિદેવ પરમાત્માનું આલંબન લેવાય,** ને એમની ભક્તિમાં આગળ વધતાં પોતાના આત્માને પરમાત્મા બનાવાય.

પરમાત્માનું આલંબન લેવું એટલે નજર સામે પરમાત્માનું જીવન રહ્યા કરે. તેથી વિષય-કષાયોને જીતવા પાવર મળે. 'પરમાત્માને સુખની સામગ્રીમાં શી કમીના હતી ? છતાં કેવું ત્યાગ-વૈરાગ્ય-સંયમનું જીવન જીવ્યા !' -એ નજર સામે રહ્યા કરે તો સાધનામાં પાવર આવે.

પરમાત્માની ભક્તિ એટલા માટે કરવાની છે કે સંસાર તરફ નફરત વધતી આવે. બજારમાં પાંચ હજાર કમાયા, બે હજારનો નેકલેસ લઈને ઘરવાળીના ડોકમાં નહિ પણ આદીશ્વર દાદાની ડોકમાં નાખવાનું મન થાય. સંસાર તરફ નફરત વધતાં વધતાં ઉત્કટ વૈરાગ્ય-ચારિત્ર અને વીતરાગતા આવે.

## સ્થાપનાજિનમાં ભાવજિન કલ્પો

પહેલાં નામજિન, સ્થાપનાજિન, દ્રવ્યજિન અને ભાવજિનની ભક્તિની વાત કરી છે. આજે 'ભાવ-જિન' ભાવ-તીર્થંકર અહીં વિચરતા હાજર નથી, તો એમની ભક્તિ શી રીતે કરવી ? તો કે સ્થાપનાજિન આપણી નજર સામે છે, એમનામાં ભાવજિન ધારવાના. દા. ત. આ મહાવીર ભગવાનની મૂર્તિ નહિ, પણ

સાક્ષાત્ મહાવીર ભગવાન બિરાજે છે' એમ કલ્પીને પછી જે ભક્તિ કરીએ તેનો વિચરતા ભાવજિનની ભક્તિ બરાબર લાભ મળે. બોલીએ છીએ ને,–'ઘેર બેઠા પણ એ ગિરિ ગાવે, શ્રીજ્ઞાનવિમળ સુખ પાવે રે.' પ્રભાતે ઊઠી ઘરે બેઠા પણ ધારીએ કે જાણે આપણે સિદ્ધગિરિ પહોંચ્યા. અહો, કેવો આ સામે અનંતાને મોક્ષ પમાડનાર ગિરિરાજ!...આ જય તલેટી...આ ભરત બાહુબલ પાદુકા...આ હિંગરાજ હડો... આ છાલાકુંડ...આ હનુમાન હડો...આ સામે જય આદીશ્વર દાદા!' આમ કલ્પનાથી ભાવ–ગિરિરાજ અર્થાત્ સાક્ષાત્ ગિરિરાજની દર્શન–પૂજા–ભક્તિ કરતાં ભાવનાનું જોશ ચડે, સંઘયણ યારી આપતું હોય તો ઠેઠ 'જ્ઞાન વિમળ' એટલે કે કેવળજ્ઞાન અને 'વિમળ સુખ' અર્થાત્ મોક્ષનું અનંત સુખ મળે.

જિનમૂર્તિનાં દર્શન પણ આમ કરવાના :–જાણે આ સાક્ષાત્–'ભગવાન પધાર્યા!...સમવસરણ મંડાયું...ચામર–ભામંડલ–છત્ર–અશોકવૃક્ષ વગેરે જામી પડયા છે. ઉપર દેવદુંદુભિ બજી રહી છે...ઝરમર ઝરમર પુષ્પ–વૃષ્ટિ થઈ રહી છે...અહો કેવો એનો સુગંધિત પમરાટ આવી રહ્યો છે!' ભાવજિનના દર્શનનો લાભ મળે.

મૂર્તિને બદલે સાક્ષાત્ મહાવીર ભગવાન તરીકે જોઈએ પછી એમની કીકીમાં અમીવર્ષા દેખાય, જેણે ચંડકોશિયા અને ચંદનબાળા જેવાને તાર્યા! વિનંતી કરીએ,–'પ્રભુ! અમારા પર પણ મહેર વરસાવો.' એમાં પ્રભુની નજર આપણા પર પડે, એવી રીતે દર્શન કરવાના. દર્શનમાં આપણે પ્રભુને જોઈએ એ સામાન્ય વસ્તુ છે, પણ પ્રભુની નજર આપણા પર પડે છે એ જોવું એ વિશેષ વસ્તુ છે. એ કરવું હોય તો 'ચાલો પ્રભુને જોઈ લીધા' એમ ઝટપટ દર્શન નહિ પતાવાય; પ્રભુ આપણને જુએ એ કરવા દર્શનમાં ઠરવું પડે.

દર્શનમાં સાક્ષાત્ જીવંત ભગવાનને જોતા નથી તેથી જ એમની સામે જ આપણને કોઈકથી જરાક વાંકું પડતાં કષાય કરીએ છીએ, અવિનય કરીએ છીએ, પાછા વળતાં ભગવાનને પીઠ બતાવી પાછા વળીએ છીએ.

મોટા માણસને પીઠ બતાવાય તો અવિનય થાય. એનું લોકમાં પણ કેવુંક ફળ એ જુઓ. રાણી વિકટોરિયાનો દિલ્હીમાં રાજ્યાભિષેક હતો. રાણીના સ્થાને પ્રતિનિધિ વાઇસરોય બેઠેલ. ભારતના રાજાઓ સલામી ભરવા આવેલા. એમાં વડોદરાના રાજા ગાયકવાડ સલામી ભરી વાઇસરોય ને પીઠ કરતાં પાછા વળે છે. ત્યાં વાઈસરોય ગર્જ્યા,–'કોણ છે આ બુઝ્ઝુ?' સેક્રેટરી કહે, ફર્સ્ટક્લાસ સ્ટેટ વડોદરાના મહારાજા છે.' તરત હુકમ છૂટયો,–'એમને સેકન્ડ ક્લાસમાં ઉતારી દો!

# પરમાત્માના ૫ અભિગમ (વિનય)

પરમાત્માની ભક્તિમાં પ્રભુ પાસે જતાં પાંચ અભિગમ યાને વિનય સાચવવાના છે. (૧) સચિત્ત ત્યાગ, (૨) અચિત્ત ગ્રહણ, (૩) ખેસ, (૪) અંજલિબદ્ધ પ્રણામ અને (૫) એકાગ્રતા.

અહીં 'સચિત્ત'–'અચિત્ત' શબ્દ પારિભાષિક છે. 'સચિત્ત' એટલે આપણે ખાવાની વસ્તુ. એનો ત્યાગ અર્થાત્ એ પ્રભુના દરબારમાં ન લઈ જવાય. મંદિરની બહાર મૂકીને અંદર જવાનું. ચક્રવતીને નમવા રોટલા હાથમાં લઈને ન જવાય. 'અચિત્ત' એટલે ભગવાનની પૂજામાં ધરવા યોગ્ય દ્રવ્ય. એનું ગ્રહણ અર્થાત્ એ લઈને જ મંદિરમાં જવાય. ઇતરોમાં પણ કહે છે, **'રિક્તપાણિર્ન પશ્યેચ્ચ રાજાનં દૈવતં ગુરુમ્–'** રાજા, ઇષ્ટદેવ અને ગુરુનાં દર્શન ખાલી હાથે ન થાય.

તમે પ્રભુના દરબારમાં જાઓ તો ખાલી હાથે જ ને ? કે એક અગરબત્તીનો ટુકડો, એક ઘીની બત્તી, એક વરખપાનાનો ચોથિયો ટુકડો પણ સાથે લેતા જાઓ ખરા ? કેટલો ખરચ લાગે ? અગરબત્તીનું પડીકું બે રૂપિયાનું ૩૦ સળી આવે. એના ૯૦ ટુકડા થાય. રોજ એક ટુકડો લઈ જાઓ તો ય ત્રણ મહિને બે રૂ.નો ખર્ચ થાય. પોષાય ? વરખ થોકડી પાંચ રૂ. ની, ૧૬ પાના, ૬૪ ચોથિયા થાય. રોજ એક ચોથિયું પણ નાના બિંબને ચડાવો, બે મહિને પાંચ રૂ. નો ખર્ચ. પોષાય ? રોજ ૨–૩ ગ્રામ ઘીની એક બત્તી ધરવી પોષાય ?

**પૂજા એટલે અર્પણ** : તમારી વસ્તુ પૂજામાં ધરો તો પૂજા કરી કહેવાય. તમારાં ચંદન–પુષ્પ ચડાવો એ પૂજન કર્યું અને વરખ છાપો એ સત્કાર કર્યો કહેવાય. બોલો છો ને, 'પૂઅણવત્તિયાએ, સક્કારવત્તિયાએ.' જીવનમાં રોજના ખાનપાન મોજ શોખના ખરચા કેટલી વસ્તુના ને કેટલા મોટા ? એક માથે તેલ ભૂંસવાનો ખર્ચ કેટલો ? ભગવાનની પાછળ રોજનો કશો ખરચ નહિ ? પ્રભુ પાસે તમારી મંગળ–દીવડી પ્રગટાવો તો અંતરમાં પ્રકાશ થાય. જીવનમાં જ્ઞાનદીપ પ્રગટે. આ કસ્તૂરીનું વાવેતર છે.

**ભોગ આપ્યા વિના ભક્તિ ન થાય** : ઘરે આવેલા સ્નેહીને સ્નેહ સાચવવા ચહાનો કપ પિવડાવો છો, અહીં પ્રભુ–ભક્તિમાં જ ભૂખડી–બારસ ?

ભોગ આપીને કરેલી ભગવાનની ભક્તિથી ભગવાન પર બહુમાન વધે, જેટલો સમય પૂજામાં જાય એટલો સમય ભગવાન સાથે ઓતપ્રોત થવાય. માટે તો

પેથડશા નાગકેતુ વગેરે પોતાના હાથે ભગવાનની પાછળ રાખવાની પિછવાઈ ફૂલોથી ભરી ડિઝાઈન બનાવતા! એ પુજારીને સોંપી દે તો પોતે શું પામે? ના-ના કલાક જાતે પુષ્પ ભરતાં થાય, એના પુષ્પે પુષ્પે મનમાં પ્રભુ રમે. દ્રવ્યભક્તિ કરતાં કરતાં ભક્તિના ભાવ ઊછળે છે, ક્ષણેક્ષણ પ્રભુ યાદ આવે છે. નવોઢા સ્ત્રી જાતે વસ્તુ વસ્તુ બનાવતાં પતિને યાદ કરે છે,-'એમને આ ભાવશે, આ ગમશે,' એમ જાતે પ્રભુભક્તિ કરતાં હૈયું પ્રભુના ભાવથી ભરાય.

(૩) પ્રભુ પાસે જવા ત્રીજો અભિગમ, ખેસ રાખવો તે. એનાથી પ્રભુ પ્રત્યે વિનયભાવ દેખાય, અને જીવરક્ષાર્થે પૂંજવા-પ્રમાર્જવા કામ લાગે.

(૪) ચોથો વિનય, મંદિર બહાર કે અંદર પ્રભુ પહેલવહેલા દેખાતાં માથું નમાવી અંજલિ લલાટે રાખી 'નમો જિણાણું' બોલવું. બહારથી પ્રભુ દેખાય તો પહેલાં આ પ્રણામ, ને પછી અંદર પેસતાં નિસીહિ બોલવું; નહિતર પહેલાં નિસીહિ કહીને પેસવું ને પછી અંદરમાં પ્રભુ દેખાતાં પ્રણામ કરવો. મંદિર પાસેથી પસાર થતાં પણ આ વિનય સાચવવાનો; કમમાં-કમ 'નમો જિણાણું' બોલવું.

(૫) પાંચમો અભિગમ મંદિરમાં પ્રવેશથી માંડી નિર્ગમ સુધી પ્રભુમાં મન-વચન-કાયાની એકાગ્રતા કરવી તે.

## મંદિરનાં ૧૦ ત્રિક

હવે મંદિરમાં નિસીહિ વગેરે ૧૦ ત્રિક સાચવવાનાં છે. (૧) સંસારવ્યાપાર મનથી પણ બંધ કરવા માટે 'નિસીહિ' (હું) નિષેધ કરું છું. (૨) પ્રભુ સાથે વાત કરતાં પહેલાં ૩ પ્રદક્ષિણા પછી (૩) પ્રણામ-સ્તુતિ. પછી ગભારામાં જઈ (૪) પૂજાત્રિક (૫) પૂજા પછી ગભારાની બહાર આવી ૩ અવસ્થા ચિંતન. હવે ભાવપૂજા અંગે (૬) ૩ દિશા ત્યાગ, માત્ર પ્રભુની દિશા તરફ જ દૃષ્ટિ. (૭) ચૈત્યવંદન માટે નીચે બેસતાં ૩ વાર જગ્યાનું પ્રમાર્જન. (૮) આલંબન, ચક્ષુ પ્રભુ પર જ, જીભ સૂત્ર જ બોલે, મન સૂત્રાર્થ જ વિચારે. (૯) ત્રણ મુદ્રા અર્થાત્ હાથ પગ વગેરેની અમુક સ્થિતિ. (૧૦) પ્રણિધાન-ત્રિક. મંદિરની ક્રિયામાં બધે જ મન-વચન-કાયાની એકાગ્રતા સાચવવી. આનો વિસ્તાર હવે પછી.

---

# ૧૦ ત્રિક



પરમાત્મભક્તિના વિષયમાં જિનમંદિરમાં સાચવવાનાં ૧૦ ત્રિકનો વિચાર ચાલી રહ્યો છે.

## ૩ નિસીહિ

પહેલું નિસીહિત્રિક, 'નિસીહિ' એટલે હું નિષેધ કરું છું, ત્યાગ કરું છું. શાનો? જિનમંદિરમાં ત્રણ સ્થાને ત્રણ વસ્તુનો ત્યાગ—(૧) સાંસારિક બાબત, (૨) કર્તવ્યહાનિ અને (૩) પરપરિણતિ.

(૧) આમાં જિનમંદિરમાં પ્રવેશ કરતાં ત્રણ નિસીહિ સાથે નથી કહેવાની; પરંતુ એક જ વાર પહેલી નિસીહિ બોલવાની, એમાં સાંસારિક વ્યાપારનો ત્યાગ કરવાનો છે. આમ શા માટે? વીતરાગની ભક્તિ એ રંગ છે, સાંસારિક વાસના એ કચરા છે. હૈયામાં કચરા રાખીને ભક્તિ ન થાય. પરમાત્મા સાથે એકાકારતા ન આવે. ઘાંચીના ઘરના તેલિયા કપડાને રંગના કૂંડામાં ૧૦૦ વાર ઝબોળો તો ય કપડા પર રંગ ન ચડે. એ તો પહેલાં મેલ સાફ કરવો પડે. પછી ચોખ્ખા થયેલ કપડાં પર રંગ ચડે. માટે સાંસારિક બાબતોની વાસના બહાર મૂકીને મંદિરમાં પ્રવેશ કરાય. એ માટે મંદિરમાં પેસતાં નિસીહિ. તન-મનથી ઘરસંસાર સંબંધી કોઈ પ્રવૃત્તિ નહિ, કે વિચાર પણ નહિ કરવાનો; ને વચનથી એ અંગે કાંઈ બોલવાનું નહિ.

મયણાસુંદરીને કોઢિયા શ્રીપાળ સાથે પરણાવી હતી. પછી એક વાર મયણાની માતા જ્યારે મંદિરમાં મયણાને દેવકુંવર જેવા માણસની સાથે જુએ છે ત્યારે માતાને ભારે અફસોસી થઈ કે 'હાય! આ દીકરીએ શું કર્યું? કોઢિયાને પડતો મૂકી બીજાને ધણી કર્યો? એને મયણાને ઠપકો દેવો હતો; તેમજ મયણાએ માતાનું

ખિન્ન મુખ જોઈ માતાની શંકા પરખી લીધી પછી ખુલાસો કરવો હતો, કે 'આ તો તારો એ જ કોઢિયો જમાઈ છે, પણ નવપદજીની આરાધનાથી કોઢ રોગ જતો રહ્યો છે,' પરંતુ મંદિરમાં નિસીહિ કહીને પેઠા પછી સંસારનું કાંઈ બોલાય નહિ, તેથી મંદિરમાં બંને કાંઈ ન બોલ્યા, પરંતુ બહાર નીકળ્યા પછી બોલે છે.

જોવાની ખૂબી છે કે અહીં માતાને આનંદ નથી થતો કે, 'ભલે મયણાના બાપે ઊંધું મારી એને કોઢિયાને દાધી, પરંતુ દીકરીએ ડહાપણ કર્યું કે આ દેવકુંવર જેવા યુવાનને વરી !' ના, એને દુઃખ થાય છે. અરે ! આણે શીલ મૂક્યું !' કેમ વારુ ? એ સમજે છે કે—

## 'શીલ મોટું ? કે સંસારનાં સુખ મોટાં ?'

શીલ મૂકીને સુખ તો આત્માનું અધઃપતન કરનાર અને નાશવંત છે. તેમ જ ભવિષ્યમાં દુર્ગતિઓમાં ભારે અશાતા અપયશ વગેરે દુઃખ દેખાડનારાં છે; ત્યારે શીલ આત્માનું ઊર્ધ્વીકરણ છે અને સદ્‌ગતિ અપાવનાર છે. તો દુર્ગતિઓમાંથી માંડ બહાર નીકળી ઊંચા આર્ય માનવભવે આવ્યા પછી પહેલો શીલનો જ ખપ કરાય. સુખ તો જનાવરને ય મળે છે. શીલ માનવને મળે.

નિસીહિથી મંદિરમાં સંસાર-કચરા બંધ, તે દા. ત. કોઈ ઘરના સમાચાર દેવા માટે આવે તો તે નહિ સાંભળવાના. **સંસાર-કચરા બંધ કરો તો જ પરમાત્મામાં એકાકાર થવાય.** માટે તો પેથડશા ઘરમંદિરમાં પૂજા કરતાં બહાર માણસ બેસાડતા જેથી કોઈ સંસારની વાત લઈ અંદર ન આવે. (માણસે દિવાન અને રાજા સુદ્ધાંને અંદર જવા ના પાડી દીધેલી), તો જ એ પૂજામાં પ્રભુ સાથે એકાકાર રહી શકતા.

(૨) બીજી **'નિસીહિ'** ગભારામાં દ્રવ્ય-પૂજાએ પેસતાં મંદિરના કામકાજ બંધ કરવા માટે કહેવાની. આ સૂચવે છે કે મંદિરમાં પેઠા પછી શ્રાવકની ફરજ છે કે મંદિરની દેખભાળ કરવી. એને આ મમતા હોય કે 'મારા પ્રભુ એટલે ત્રણ ભુવનના ચક્રવર્તી છે, એમનો દરબાર સુઘડ સ્વચ્છ જોઈએ,' તેથી એ મંદિરમાં શું જીર્ણ થયું છે ? ક્યાં કચરો પડ્યો છે ? પાટલા વગેરે જેમતેમ શું પડ્યું છે ?' ...વગેરેની તપાસ કરી સરખું કરે-કરાવે. જો આ મમતા ન હોય તો પ્રભુને શું માન્યા ?

પણ બીજી નિસીહી કરી દ્રવ્ય-પૂજામાં બેઠા પછી આ મંદિર-વ્યાપાર અંગે

ગડભાંગ નહિ કરવાની. દા. ત. પખાળ કરતાં કરતાં વચમાં અલ્યા 'પુજારી! આ દિવાલ પર ડાઘા કેમ રહ્યા છે?' એમાં ધ્યાન નહિ લઈ જવાનું. 'કેમ ? આ ક્યાં પાપની વાત છે? આ તો મંદિરની વાત છે ને? પણ જિનશાસન કહે છે—

કોઈ પણ સાધના વિશુદ્ધ સાધવા માટે પહેલી શરત આ, કે 'એ અત્યંત કર્તવ્ય-બુદ્ધિથી કરો.' અત્યારે દ્રવ્યભક્તિ ચાલે છે તો એને જ અત્યંત કર્તવ્ય માની મંદિરની પણ વાત મનમાં ન લાવો; તો જ દ્રવ્ય-ભક્તિમાં એકાકાર થવાય. અરે ! પખાળ વખતે તિલક-પૂજાનો ય, અને તિલકપૂજા વખતે પુષ્પ-પૂજાનો ય વિચાર નહિ કરવાનો. જે કાર્ય હાથમાં લીધું તે જ અત્યંત કર્તવ્ય માનવાનું. તો જ એમાં એકતાન થઇ એના ઊંચા ભાવ કમાઈ શકાય.

અર્ણિકાપુત્ર આચાર્યે પુષ્પચૂલા રાણીને બુઝવી દીક્ષા આપી. પણ રાણી પર અત્યંત પ્રેમવાળા રાજાએ શરત મૂકેલી કે 'દીક્ષા પછી રાણી સાધ્વીએ આ નગરમાં જ રહેવાનું જેથી પોતાને રોજ દર્શન મળે.' હવે સાધ્વીએ સમજી લીધું છે કે 'મારે સંયમ એ જ અત્યંત કર્તવ્ય છે' તેથી ભલે રાજા દર્શને આવે તો એને ના ન પડાય, પરંતુ મારે મારો સંયમનો ભાવ અખંડ વહેતો ને વધતો રાખવો હોય તો રાજા સાથે કશી વાતચીત કે ઉપદેશ તો શું પણ એની સામે જોવાય પણ નહિ. નીચી મૂંઠીએ મારે મારા સ્વાધ્યાયમાં જ પ્રવર્તવાનું; નહિતર રાગ પોષાય. સંયમનો ભાવ એટલે દુન્યવી કોઈ પણ થોડો ય રાગ મનમાં ઊઠવા દેવાય નહિ. એટલે જ ગોચરીએ જતાં નીચે ઈર્યાસમિતિ જ જોતાં જવાનું; ને વહોરતાં ૪૨ દોષ રહિત ભિક્ષા જ જોવાની.' સંયમ જ અત્યંત કર્તવ્ય માન્યું પછી, મોટા રાણી મહાત્યાગ કરી સાધ્વી બન્યા છે એટલે એમના પર મુગ્ધ થઇ લોક ગુણગાન કરવા આવે એ કાંઈ સાંભળવાની વાત યા ભક્તાણીને "કેમ બહાર શું ચાલે છે ? ધર્મ કરો છો ?"...વગેરે કશી વાત કરવાની રહે ? ના, એમાં રાગાદિ પોષાઈ સંયમમાં એકાકાર ન થવાય. માટે સંયમ હાથમાં લીધું તો એને જ અત્યંત કર્તવ્ય માની એની સાધના વખતે બીજું કશું મનમાં ઘાલવાનું જ નહિ. એમાં સાધ્વીજી પુષ્પચૂલા સંયમભાવ અર્થાત્ રાગાદિનિગ્રહ વધારતાં વધારતાં વીતરાગ કેવળજ્ઞાની બની ગયા !

એમ બીજી નિસીહિથી દ્રવ્ય-પૂજાને અત્યંત કર્તવ્ય માની એમાં એકાકાર થાઓ તો ભાવ વધતાં કેવળજ્ઞાન મળે. નાગકેતુએ પુષ્પપૂજા કરતાં કેવળજ્ઞાન લીધું ને? પણ ક્યારે ? પુષ્પ-કરંડિયામાંનો સર્પ ડસ્યો તો ય પ્રભુભક્તિ અત્યંત કર્તવ્ય માની ભક્તિમાં એકાકાર રહી, શરીર કે શરીરની વેદનાની ચિંતા કર્તવ્ય ન બનાવી ત્યારે.

(૩) **ત્રીજી નિસીહી** : એ દ્રવ્યપૂજા પૂર્ણ કર્યા પછી ભાવપૂજા–ચૈત્યવંદનમાં બેસતાં પ્રારંભે કહેવાની. એ હવે ભાવપૂજામાં દ્રવ્યપૂજા અંગેનો કશો વિચાર ન કરવા માટે કહેવાની છે. ત્યાં પછી 'એ ! મારો સાથિયો કેમ ભાગે છે ! મારાં ફૂલ પ્રભુ પરથી કેમ ખસેડે છે ?...' વગેરે લફરાં મનમાં ય ન લવાય. સંતોષ રાખવાનો કે 'મેં પૂજાનું સુકૃત કર્યું ને એનું ફળ તરત જ પુણ્યના ચોપડે લખાઈ ગયું', એમ પાપકર્મનો ક્ષય તરત જ થઈ ગયો, હવે સાથિયો બગડે તેથી એ નોંધાયેલા ફળમાં કશો બગાડો થવાનો નથી પછી શા માટે દ્રવ્ય–પૂજામાં મન લઈ જઈ ભાવપૂજામાં ભંગ કરવો ?'

ભાવપૂજા એ વીતરાગનાં ગુણગાન રૂપ હોવાથી આત્મપરિણતિ યાને **સ્વપરિણતિ** રૂપ છે. એમાં સ્થિર થવું હોય તો **પરપરિણતિનો** ત્યાગ જોઈએ. દ્રવ્ય–પૂજામાં પૂજાનાં દ્રવ્યોથી કામ હોઈ, અને દ્રવ્યો એ આત્માથી પર વસ્તુ હોઈ. એનો વિચાર એ, સ્વપરિણતિરૂપ ભાવપૂજાની અપેક્ષાએ પરપરિણતિરૂપ છે, તેથી ભાવ–પૂજા વખતે દ્રવ્ય–પૂજાનો સંબંધ બંધ કરવા ત્રીજી નિસીહિ. પરપરિણતિ મૂકી સ્વપરિણતિમાં સ્થિર થવું.

જિનશાસન કેવું વૈજ્ઞાનિક છે ! **સાધનાને અંતે આત્મઘરમાં આવવાનું લક્ષ્ય છે.** એ સિદ્ધ થાય તો જ વીતરાગ બનાય. વીતરાગ થવા માટે પરનો રાગ નહિ રાખવાનો. પરનો સંબંધ રાખો, પરનો વિચાર રાખો એટલે સહેજે પરનો રાગ થવાનો. 'પરનો સંબંધ સદંતર મૂકો તો સ્વાત્મામાં ઠરવાનું થાય,:–આ હિસાબ પર ભાવપૂજા વખતે દ્રવ્યપૂજાનો પણ વિચાર નહિ રાખવા ત્રીજી નિસીહિ, જિનશાસન વિના બીજે ક્યાં જોવા મળે ? હવે ૩ નિસીહિ પછી—

## ૩. પ્રદક્ષિણા

૩ **પ્રદક્ષિણા** : (૧) મોટાને મળવું છે તો પ્રદક્ષિણા દઈને વાત થાય; માટે મંદિરમાં દાખલ થઈ સ્તુતિ પ્રમાણ કરતાં પહેલાં ૩ પ્રદક્ષિણા દેવી. (૨) ભવમુક્ત પ્રભુને પ્રદક્ષિણા દેતાં ભવના ફેરા ટળે. સંસારમાં આંટા મારવાનું મિટાવવું છે ? તો વીતરાગ પ્રભુને આંટા મારો. (૩) સમવસરણને પ્રદક્ષિણા એ મંગળ છે. માટે જ સાધુને વિહાર એ કરીને કરવાનું કહ્યું છે. (૪) પ્રદક્ષિણા દેતાં સમવસરણ કલ્પી એમાં ચાર બાજુ ભગવાન ધારી એ દરેકને મસ્તક નમાવી નમાવી પ્રદક્ષિણા દેતાં મનમાં વીતરાગનો ગુંજારવ ચાલે છે. ભમરી ઈયળને માટીના

ઘરમાં પૂરી એને આંટા મારતી ગુંજારવ કરે છે. એથી ઇયળ વાસિત થઈ ભમરી બની જાય છે. એમ અહીં વીતરાગનું મનમાં ગૂંજન ચાલવાથી વીતરાગના સંસ્કાર ઊભા થાય, વીતરાગની નિકટ થવાય છે. આ ગૂંજન માટે જ શાસ્ત્ર કહે છે કે પ્રદક્ષિણા દેતાં પ્રભુનાં ગુણગાનના શ્લોકો બોલવા એમાં વીતરાગના ગુંજારવમાં ભાવના વધતાં એકાકારના વધે તો ઠેઠ વીતરાગતા સુધી પહોંચી જવાય.

શેઠ રાતના સામાયિકમાં...ચોરો ચૂપકીથી અંદર પેઠા; કબાટનાં તાળાં ખણખણવા લાગ્યાં. ચોરનો વહેમ પડી શેઠને ભય લાગ્યો. શાનો ? હાય! 'હું લૂંટાઈ જઈશ ?'—એનો નહિ, પણ 'હાય ! આ ખણખણાટમાં મન જવાથી મારું મહા કિંમતી સામાયિક અને મારાં અમૂલ્ય દર્શન–જ્ઞાન–ચારિત્ર રત્ન લૂંટાઈ જાય તો ?'–એ ભય લાગ્યો. એ ખણખણાટ ન સંભળાય માટે મોટેથી નવકાર બોલવા લાગ્યા. ચોરોને મનમાં નવકારનું ગૂંજન ચાલ્યું. જાતિસ્મરણજ્ઞાન થયું. ભાવના વધતાં કેવળજ્ઞાન પામ્યા ! પ્રદક્ષિણા પ્રભુની જમણી બાજુથી ડાબી તરફ એટલા માટે કે ઉત્તમ વસ્તુ આપણી જમણી બાજુ જ રખાય.

## ૩. પ્રણામ

**૩ પ્રણામ** : પ્રદક્ષિણા પછી પ્રણામ ૩ પ્રકારે, (૧) અંજલિ બદ્ધ પ્રણામ અર્થાત્ યોગમુદ્રાએ હાથ જોડી લલાટે લગાડી માથું સહેજ નમાવી 'નમો જિણાણં' બોલવું તે સૂત્રો–સ્તવન–ચૈત્યવંદન વગેરે યોગમુદ્રાએ બોલવાનાં. (જેમાં બે હાથ જોડેલા તે એવી રીતે કે સામસામેના એકેક ટેરવા પછી બીજું ટેરવું આવે.) (૨) અર્ધાવનત પ્રણામ, એટલે ગભારા પાસે ઊભા રહેતાં પહેલાં કમરમાંથી નમી અંજલિબદ્ધ પ્રણામ કરવાનો. કેમકે સ્તુતિ એટલે વિશેષ વાત કરવી છે. તો વિશેષ વિનયપૂર્વક કરાય. (૩) પંચાગ પ્રણિપાત એટલે જેમાં બે હાથ, બે ઢીંચણ અને માથું જમીનને અડે તે ખમાસમણું.

અથવા, વાચિક–કાયિક–માનસિક નમસ્કાર એમ ૩ પ્રકારે પ્રણામ. વાચિક નમસ્કારમાં ભક્તામર વગેરે સ્તુતિઓ આવે એનો પ્રભાવ બહુ ! સિદ્ધિસેન દિવાકર મહારાજ મહાકાળ મંદિરમાં કલ્યાણમંદિર સ્તોત્ર બનાવી ભણતાં શિવલિંગ ફાટીને અવંતીપાર્શ્વનાથ પ્રતિમા પ્રગટ થયેલા ! કાયિક નમસ્કાર, કાયાથી વંદન. માનસિક નમસ્કાર, ભાવથી નમન. હવે ચોથું ત્રિક–

# ૩. પૂજા

૩. પૂજા : (૧) અંગપૂજા (૨) અગ્રપૂજા (૩) ભાવપૂજા. આમાં અંગપૂજામાં ધ્યાનમાં રહે પૂજા' એટલે સમર્પણ. પોતાનું દ્રવ્ય ભગવાનની ભક્તિમાં વાપરે તો તે પૂજા કરી ગણાય. અગ્રપૂજામાં પ્રભુના અગ્રે ચડાવાય તે ધૂપ-દીપ-અક્ષત નૈવેદ્ય-ફળ એ પાંચ આવે. કુલ અષ્ટપ્રકારી દ્રવ્ય-પૂજા કહેવાય. ભાવ-પૂજામાં ચૈત્યવંદન આવે.

અંગપૂજામાં અભિષેક, ચંદન પુષ્પ એમ ત્રણ આવે. એમાં—

(૧) જલપૂજા એટલે અભિષેક પૂજા, ભગવાનને નવરાવવાના નહિ, પરંતુ અત્યાર સુધી આપણા હૃદય-સિંહાસને મોહરાજા પ્રતિષ્ઠિત હતો તેને હવે પદભ્રષ્ટ કરી જિનેશ્વર ભગવાનને પ્રતિષ્ઠિત કરવાના છે. આમ રોજ-રોજ ભાવનાપૂર્વક અભિષેક કરીએ એટલે આપણા આત્મામાં દૃઢ સંસ્કાર જામે કે 'મારા હૃદયનાથ અરિહંત મારા માથે એમની જ આજ્ઞા.' આ અભિષેક મસ્તક પર થાય, અંગે અંગે નહિ, કેમકે એનો આશય રાજ્યાભિષેક છે.

---

## સુખી

આજના શ્રીમંત ગણાતા માણસોએ પોતાના જીવનને સુખથી ભરી દેવા માટે ચારેય બાજુથી સુખની સામગ્રીઓના ખડકલા એકઠા કર્યા છે અને છતાં એ હકીકતમાં સુખી નથી...જ્યારે સાધુને એવી એકે ય સામગ્રી નથી છતાં એ ભારોભાર સુખી છે...કારણ કે એનું જીવન જિનાજ્ઞા પાલનના આનંદથી સભર છે !

## ૯. અષ્ટપ્રકારી પૂજા



પરમાત્માનું જ્ઞાન મેળવવું હોય, પરમાત્માને ઓળખવા હોય. તો પરમાત્માની ભક્તિ કરવી જોઈએ. બજારમાંથી માલ લેવો હોય તો સામે નાણાં જોખવા પડે છે, એમ અહીં પરમાત્માનું જ્ઞાન મેળવવા સામે જોખવું જોઈએ, એટલે કે ભક્તિ કરવી જોઈએ. માલ સામે નાણાંનો ભોગ આપવાની જેમ જ્ઞાન સામે ભક્તિમાં ભોગ આપવો જોઈએ.

પરમાત્મભક્તિમાં; ૩ નિસીહિ, ૩ પ્રદક્ષિણા; ૩ પ્રણામ પછી ૩ પૂજાની વાત ચાલે છે. એમાં બે પૂજામાં અંગપૂજા–અગ્રપૂજા, તેના ૮ પ્રકાર...એ

## અષ્ટપ્રકારી પૂજા : (૧) અભિષેક–પૂજા

અષ્ટપ્રકારી પૂજામાં પહેલી અભિષેક પૂજા. અહીં પહેલી 'જળ–પૂજા' એમ નહિ યાદ રાખવાનું; કેમકે એમાં તો 'પ્રભુના અંગે જળ પૂજા કરતાં આપણા આત્માના મેલ ધોવાય' એટલું ખ્યાલમાં આવવાથી આપણે પ્રભુને એ કરવાનું સોંપી દીધું–'હું જળ પૂજા કરું એટલે પ્રભુ મારા મેલ ધોશે.' 'હવે તારે જાતે કશુંક કરવાનું ?' ના, કરવાની જવાબદારી પ્રભુના માથે સોંપી દીધી ! માટે 'પહેલી અભિષેક પૂજા' એમ યાદ રાખવાનું; કેમકે એમાં આપણે જાતે કરવાનું આવે છે. પ્રભુને આપણા હૃદય–સિંહાસને આપણા રાજા તરીકે પ્રતિષ્ઠિત કરવાનું થાય એટલે હવે જવાબદારી આપણા માથે આવી કે હવે મારે મોહની આજ્ઞા નહિ, પણ અરિહંત ભગવાનની આજ્ઞા માથે રાખીને જ પ્રવૃત્તિ–નિવૃત્તિ કરવાની. ભગવાનને આપણા રાજા બનાવ્યા એટલે વાતે વાતે પ્રભુ પહેલાં યાદ આવે. દા. ત. બજારમાં દસ હજાર કમાયા, તો 'આ પૈસા પ્રભુના આપેલા છે માટે પ્રભુની ભક્તિમાં પહેલાં લગાવું,'–એમ મન પર ભાર લેવાય.

જાણો છો ને, પેલો **મારવાડી યુવાન** માતાને વર્ષીતપનું પારણું કરાવવા પાલીતાણા લઈ ગયેલો અને ડોળીવાળાએ દસ રૂપિયા જ માગ્યા, તો 'મા ! તું મને નવ નવ મહિના પેટમાં ઊંચકીને ફરી છે, તો હું તને અહીં પૂરતું ય ન ઊંચકી ગિરિરાજ ચડાવી દઉં ?' એમ માતાને એણે કહ્યું.

શું ? માતાએ નવ મહિના પેટમાં આપણને ઊંચક્યા એમાં પણ ૫-૬ મહિના થયે માતાએ ધીરે ધીરે ચાલવાનું રાખ્યું, કેમકે આપણને અંદરમાં પીડા ન થાય. બોલો આપણી મહા કટોકટીમાં માતાએ આપણને કેવા સંભાળ્યા છે ? એવી માતાને સવારે ઊઠતાં ને રાતે સૂવા જતાં પગે પડવાની શરમ આવે ? કેવી સ્કૂલ-કૉલેજમાં ભણ્યા છો કે મહા ઉપકારી માતાનો આટલો વિનય પણ ન શીખવે ?

પેલા મારવાડીએ 'માતાએ મને પેટમાં નવ મહિના ઊંચકેલો' એ મહા ઉપકાર યાદ કરી માતાને એણે ખભા પર ઊંચકીને હડા ચડાવી દીધી ! સીધું ચાલવાનું આવ્યું ત્યાં ડોશી સ્વયં ચાલી, ઉપર માતાની ઇચ્છા મુજબ હજારો રૂપિયાની બોલીથી દાદાને પહેલો પખાળ કરાવ્યો અને પછી માતા પૂજારીઓ બારોટો વગેરેને રૂપિયા વહેંચતી નીચે ઊતરી ! પેલા ડોળીવાળા મળતાં પૂછે, 'શેઠ ! આ શું ? અમને તો દસ નહિ પાંચ આપું કહેતા હતા ને ?...' આ કહે, 'તમને ખબર છે રૂપિયા મારા આ દહેરાસરના દાદાના દીધેલા હતા, તે શું એમના ખોળે ન જાય ? કે તમારા ખોળે ?'

તમારા મનને થશે કે આપણા કમાયેલા રૂપિયા એમ શાના ખરચી નખાય ? પરંતુ શું પૂર્વે પાપ કરેલા માટે આ માનવી કાયા અને અનેક વાતની પુણ્યાઈ મળી ? કે પ્રભુનો ધર્મ કરેલો માટે મળી ? જો પ્રભુના પ્રતાપે આ તન-મન-ધન મળ્યા, તો શું એનાથી સંસારની ભક્તિ કરવાની કે પરમાત્માની ?

તમે કહેશો પ્રભુપૂજાનો સમય નથી મળતો, તો માનો કે દીકરાને લાયક બન્યો સમજી બાપે એને રૂા. ૨૦ લાખનો દલ્લો સોંપી દીધો. પછી અવસરે બાપ કહે, 'ભાઈ મારા શરીરને ચેન નથી, ૦ા કલાક પાસે બેસ.' તો દીકરો કહે, 'No time.' બાપ કહે, 'સો રૂપિયા દે, ધર્માદા કરવો છે' ને દીકરો કહે, 'No money.' તો એ દીકરો લાયક ? કે હરામખોર ? એમ તમે પ્રભુથી બધું પામ્યા પછી પ્રભુ ભક્તિ માટે 'નો ટાઈમ' 'નો મની' કહો તો તમે પ્રભુના દીકરા ? કે હરામખોર ?

અભિષેક પૂજાથી પ્રભુને દિલમાં પ્રતિષ્ઠિત કર્યા પછી આપણા માથે પ્રભુની આજ્ઞા મુજબ ચાલવાની જવાબદારી આવે છે. જ્ઞાનીના આ કથનને નહિ અનુસરો તો ભારે પસ્તાવું પડશે.

**પટેલ**ને દુકાળ પડવાથી પટલાણી કહે, 'શાહુકાર પાસેથી રૂપિયા માગી લાવો તો અનાજ લવાય ને રોટલા થાય.' પટેલ ખાધા વિના શાહુકારોમાં ફરી રૂપિયા વિના સાંજે પાછો આવ્યો. પેલી કહે, 'પહેલાં રૂપિયા લાવો પછી ખાઓ.' આ ભૂખ્યો ડાંસ તે કહે, 'પહેલાં ખાઉં પછી લાઉં' તગડી પટલાણી બુધું લઈ ઊઠી, પટેલ ભાગ્યો ગામ બહાર, યોગીને વાત કરતાં યોગી કહે, 'આવો સંસાર છોડો', ન માન્યું, આગળ ઝાડ નીચે ભૂખ્યો સૂતો, સ્વપ્નમાં પટલાણી સાથે જીભાજોડી 'પહેલા ખાઉં પછી લાઉં'...'

એમાં ચોરો ચોરીની ગઠડી લઈ ત્યાં આવ્યા. ખુશાલીમાં શ્રીફળ વધેરી ખાવા અંધારે પથ્થર માટે હાથ ફેરવે છે. પટેલના તોલિયા માથાને પથ્થર સમજી એના પર શ્રીફળ ઠોકતાં સ્વપ્નમાં જ પટેલ મોટેથી બોલી ઊઠ્યો, 'પહેલાં ખાઉં પછી લાઉં.' ચોરો ભૂત સમજી ભાગ્યા. સવારે પટેલ જુએ છે તો ગઠડીમાં હજારો રૂપિયાનો માલ ! લઈ ચાલ્યા ઘર તરફ. વચમાં પેલો જોગી પૂછે,–'આ શું ? 'ભગવાને દીધું.' યોગી કહે, તો હવે ઘરે ન લઈ જશો, નહિતર તમારી બૈરી તમારી નહિ રહે.' પટેલે ન માન્યું. ઘરે પટલાણીએ વધાવ્યા, કંસાર જમાડ્યો ! ગઠડી પટારામાં પોતાના કબ્જે. હવે તો માલ આવ્યો તે એક જુવાનિયો સાધ્યો. એક વાર પટેલ જોઈ ગયો, પૂછે છે, 'કેમ ભાઈ ! અહીં ?' એ કહે, 'આ તો ભાભીને સામાન ફેરવવો હતો તે ઉંચકાવવા બોલાવેલો,' 'ઠીક.' પણ પછી જુવાનિયો પટલાણીને કહે, 'હવે અહીં ન આવું. બહાર ચાલ.' મથુરા નક્કી કરી પટલાણીએ એને પૈસા આપી મોકલ્યો. એણે ત્યાં જઈ ફોજદારને સાધી લીધો. પછી પટેલને કહે, 'બળ્યું', ઘરમાં જિંદગીભર ગોંધાઈ રહેવાનું ? કોઈ યાત્રા ય નહિ ?' પટેલ એને ગઠડી સાથે મથુરા લઈ ગયા. ત્યાં રૂમ ભાડે કરી રહ્યા.

પેલો જુવાનિયો ફોજદારને લઈને આવી કહે, 'જુઓને, આ કોઈ અમારી રૂમમાં ઘૂસી ગયો છે, ને ઉપરથી મારી બૈરીને કહે છે,'–'આ મારી છે.' પટેલ કહે 'બેસ લુચ્ચા ! મારી બૈરીને તારી કહે છે ?' ફોજદાર પટલાણીને પૂછે,–'તારો ધણી કોણ ?' પટલાણીએ બેધડક જુવાનિયાને ધણી કહ્યો ! પટેલને પોલિસ થાણા પર લઈ ગયા. પેલા બે ત્યાંથી રવાના !

પટેલે જોગીનું ન માન્યું, પસ્તાયો, એમ આપણે જ્ઞાનીનું ન માનીએ તો પસ્તાવું પડશે. અભિષેક પૂજાથી આજ્ઞા શિરે ધરવાની, નહિતર પસ્તાવાનો વખત આવશે.

# (૨) ચંદન પૂજા

ચંદનમાં શીતલતા અને સુવાસ છે. પ્રભુને ચંદન વિલેપન કરતાં આ ભાવવાનું–પ્રભુ! મને ઉપશમની શીતલતા અને પરોપકારની સુવાસ મળો!'

ઉપશમ એટલે ઉકળાટ નહિ. ઉકળાટ બે પ્રકારે (૧) ક્રોધાદિનો અને (૨) અજંપાનો. આ બેને કાબૂમાં લે તે જીવન જીતી જાય. નહિતર ગુસ્સાના આવેશમાં માણસ અંધ બની કુટુંબીના સ્નેહ સદ્ભાવ ગુમાવે છે, બહારમાં યશ ગુમાવે છે...વગેરે કેટલાંય નુકસાન; અને ભારે કર્મ બંધાય તે જુદા; ને પાપાનુબંધ બાંધે તે ભવોભવ પાપિષ્ઠ બનાવે! અજંપામાં માણસ ઓડનું ચોડ વેતરે. પોતનપુરના રાજા શ્રીવિજયની સભામાં પરદેશી નિમિત્તિયાએ કહ્યું, 'મારું શાસ્ત્ર એમ કહે છે,–'આજથી સાતમે દહાડે પોતનપુરના રાજાને માથે વિજળી પડશે.' બીજા મંત્રીઓ અજંપામાં કહે, 'મહારાજાને સમુદ્ર વચ્ચે રાખો' 'પર્વતની ગુફામાં રાખો'...જો એવું કાંઈક કર્યું હોત તો રાજા ખતમ થાત પરંતુ મોટા મંત્રીએ અજંપા વિના સ્વસ્થતાથી વિચારીને કહ્યું, 'નિમિત્તિયાએ રાજા શ્રીવિજય એવું નામ દઈને નથી કહ્યું, પણ સામાન્યથી 'પોતનપુરના રાજાને માથે' એમ કહ્યું છે. માટે સાત દિવસ માટે મહારાજા રાજ્યગાદી છોડી દે અને ગાદી પર ગામ બહારના મંદિરની યક્ષની મૂર્તિને રાજા તરીકે સ્થાપીએ'...એમ કર્યું, ને વીજળી યક્ષમૂર્તિ પર પડી, શ્રીવિજય બચી ગયા.

ચંદન પૂજાથી ક્રોધાદિ અને અજંપાના ઉકળાટની શાંતિ માગીએ, એમ પરોપકારની સુવાસ માગીએ. બધી દ્રવ્યપૂજા પછી ભાવપૂજામાં ચૈત્યવંદન સ્તવન કહ્યા પછી પ્રભુ પાસે જયવીયરાયમાં ઈનામ માગીએ છીએ, 'ગુરુજણ–પૂઆ પરત્થકરણં', 'પરત્થ' એટલે પરાર્થ પરોપકાર.

પરોપકાર એ જીવનની સુવાસ છે, એનો જેવો આનંદ એવો પૈસો કમાયાનો કે સુખશીલતા રાખ્યાનો નથી. પરોપકારનું વ્યસન લાગી જાય એને એક દિવસ પણ પરોપકાર વિનાનો જાય તો ચેન પડતું નથી.

અમેરિકામાં દરિયાકાંઠે સાદા કપડામાં એક શ્રીમંતને ગરીબ ધારી પાછળથી બીજો શ્રીમંત આવી પીઠમાં ધબ્બો મારી કહે, 'મૂર્ખ! આપઘાત કરવા ધારે છે? લે આ બે ડોલર અને કાર્ડ, કાલે ઓફિસ પર આવજે, નોકરી આપીશ;' કહી ચાલ્યો ગયો. આ વિચારે છે,–'અહો! મારે કશી ઓળખ નહિ કે મેં પ્રાર્થના ય નથી કરી છતાં આ દાન? દાનનો એને કેવો આનંદ હશે! હું મૂર્ખ તે આજ સુધી કશું દાન ન દીધું, હવે દેવા માંડું.' બીજા દિવસથી દાન શરૂ કર્યું. દેવાનો

આનંદ વધતો ગયો. કોઈ અવસરે પેલા શ્રીમંતને દેવાળું, આણે એનું ૩ા ક્રોડ-ડૉલરનું દેવું ચૂકવવા બેરર ચેક આપ્યો, અને બીજા દિવસથી પોતાની કંપનીમાં અડધી ભાગીદારી આપી, તે-'તમે દાન શીખવ્યું એની કિંમત આગળ આ કશું વિસાતમાં નથી' એમ કહીને !

## (૩) પુષ્પ પૂજા

(૩) પુષ્પ પૂજામાં, પુષ્પના ખૂણે ખૂણે સૌંદર્ય અને સુગંધ, એમ આપણા રોમરોમમાં સદ્‌ગુણો અને સુકૃતની ભાવનાની સુંદરતા માગીએ, તથા શુભભાવોની સુગંધિ માગીએ.

આપણી સુંદરતા રૂપ કે કપડાંથી નથી. એ તો અનાર્યોને ય હોય પરંતુ સદ્‌ગુણોથી ને સુકૃતોથી સુંદરતા છે. સુલસા, ચંદનબાળા, સીતા વગેરે મહાસતીઓ સદ્‌ગુણોથી સુંદર તરીકે પંકાઈ ગઈ. પેથડશાનો બાપ એક ગામમાં ગયો. ધર્મ-શાળાની ટીપ થતી હતી, એમાં ખેંચાખેંચ જોઈ પોતે સોનાની ધર્મશાળા બંધાવી આપવા તૈયારી બતાવી. એમ શુભભાવોની સુગંધ માગવાની...

હૈયે શુભ ભાવો એ સાચી સુંગધી છે, જે ભાવી જન્મો સુધારી દે. નહિતર અશુભ ભાવોની દુર્ગંધથી જનમ-જનમ બગડી જાય. ગૌતમસ્વામી શુભ ભાવથી તરી ગયા, ગોશાળો અશુભ ભાવથી ડૂબી ગયો.

## (૪) ધૂપ પૂજા

(૪) ધૂપ પૂજામાં, ધૂપની હંમેશા ઊર્ધ્વગતિ હોઈ ભાવવાનું કે-'પ્રભુ ! મને આવા ઊંચે ને ઊંચે ચડતા જાય એવા તારી ભક્તિના ભાવ આપો.' **નરસિંહનો** પ્રસંગ આવે છે, પૂર્વભવે એ ભિખારી, એને સાધુએ પ્રભુદર્શનનો ધર્મ કરવા કહ્યું. નગરમાં ઘણા જિનમંદિરનાં દર્શન રોજ કરવા લાગ્યો. ભક્તિ-ભાવ વધતા ચાલ્યા. બીજે ભવે એ બ્રાહ્મણ પુરોહિતપુત્ર, તેવા પૂર્વકર્મવશ આફત આવવા છતાં એમાં એ ઉત્તરોત્તર ચડતી કળા પામે છે. અંતે ધર્મી રાજા થાય છે.

બાકી ધૂપપૂજાથી દુર્ગંધ દૂર થાય છે એ હિસાબે મિથ્યાત્વ દુર્ગંધ દૂર કરી દેવાની છે.



## (૫) દીપક પૂજા

પાંચમી દીપક પૂજા એટલા માટે કરવાની છે કે દીવો મંગળકારી ગણાય છે. લોકો દિવાળીમાં દીવા કરે છે, હોળીમાં નહિ. આપણે નિત્ય પ્રભાતે પ્રભુ આગળ આપણી એક ઘીની બત્તી પણ જલાવીએ એ આત્માના મહાન ઉત્થાન માટે થાય, પરભવે અંધાપો ન મળે. મંદિરમાં ગયા, માત્ર મંદિરની અગરબત્તી ફેરવી દીધી કે મંદિરના કેસરથી ટીલી કરી દીધી, એટલેથી ન ચાલે. એમાં ભગવાનને આપણું શું દીધું ? જગતમાં દીપકનું મોટું મહત્ત્વ છે, એ અંધારામાં અજવાળું કરે છે, તો પ્રભુને કહીએ, 'પ્રભુ ! હું તમને દીપક અર્પું', તમે મને **એવો જ્ઞાન દીપક આપો કે જેથી આ જગતના નાશવંત સંયોગોને મારા અવિનાશી આત્માના લાભમાં ઉતારવાનું આવડે.'**

વીતરાગ પ્રભુ મળ્યાનું આ ફળ છે કે જીવનના નાશવંત પ્રસંગો અને પદાર્થોને અવિનાશી આત્માના લાભમાં ઉતારવા. પૈસા ગુમાવ્યા તો ત્યાં 'વિપાક-વિચય' ધ્યાન કરીએ, અર્થાત્ 'આ આપણા જ કર્મના વિપાક છે' એમ વિચારીએ, ન કોઈને દોષ દઈએ, કે ન મનમાં ઓછું લાવીએ; પણ 'આમ એટલાં અશુભ કર્મનો ક્ષય થયો' એમ વિચારતાં શુભ ધ્યાન સમાધિ રહે; નવા પાપ બંધાય નહિ, પુણ્ય બંધાય, એ આત્માને લાભમાં થયું. 'ચક્રવર્તીઓને ૭ ખંડ ગયા, મારે તે શી એવી ખોટ છે?' એ વિચારથી હિંમત રહે. દીપક પૂજા કરીને આવું જ્ઞાન, આવી બુદ્ધિ માગવાની છે.

સંપત્તિ આવી, એનાથી સુકૃતના નવનવા મનોરથ થાય, એ શુભ ભાવથી નાશવંતને અવિનાશી આત્માના લાભમાં ઉતાર્યું. જીવનનું લક્ષ શુભ

ભાવ કમાવવા તરફ જોઈએ. બર્નાર્ડ શૉ ભારતમાં આવેલ, તાજમહેલ કુતુબમિનાર વગેરે જોઈને પાછા જતાં મુંબઈમાં મોતીચંદ કાપડિયા સોલીસીટર મળ્યા, વાતચીતમાં દેલવાડા વગેરેના ફોટા બતાવી 'શૉ' ને પુછ્યું, 'આ મંદિરો જોયા?' બર્નાર્ડ શૉ ભારે અફસોસીથી કહે, "અરરર...! આવા સુંદર મંદિર મેં જોયા નહિ? મને કોઈએ ચીંધ્યું જ નહિ. મારી ભારતની મુલાકાત નિષ્ફળ ગઈ! જો પહેલાં ખબર હોત તો ભલે બીજું ન જોતો, પરંતુ આ તો જરૂર જોતો ફરી ભારતની મુલાકાતે વાત." એને પરભવે જૈન થવા ઇચ્છા હતી, એટલે શુભ ભાવ તરફ લક્ષ હોવાથી આ વિચાર આવ્યો.

દીપક પૂજામાં 'પ્રભુ તને હું ભાવ સાથે દ્રવ્ય દીવો અર્પું, તું મને જ્ઞાન દીપક દેજે, નાશવંતથી અવિનાશીનું સુધારું એવી બુદ્ધિ રહે,'—આ ભાવવાનું એમાં પ્રભુને દીપક અર્પવાથી મળે? હા, દમયંતી પૂર્વભવે રાજાની રાણી, એ દેવીની સહાયથી અષ્ટાપદજી પર ગઈ. પ્રભુને રત્નતિલક ચડાવ્યા, તો દયમંતીના ભવે એને કપાળમાં પ્રકાશનું તિલક મળેલું! અંધારે ટોર્ચની જેમ પ્રકાશ ફેંકે એવું!

## (૬) અક્ષત પૂજા

અક્ષત વાવો તો ફરીથી ન ઊગે. એમ અક્ષત પૂજાથી પ્રભુ પાસે અપુનર્જન્મ માગીએ. જેમ અક્ષત પરથી ડાંગરનાં છોડાં ઊખડી જવાથી હવે અક્ષત ન ઊગે, એમ આપણા આત્મા પરથી મોહમાયાનાં પડલ ઊખડી જાય તો ફરીથી જન્મ ન લેવો પડે. એ સદંતર ઉખેડી નાખનારા વીતરાગના આલંબને એ બની શકે. મોહમાયા થોડી પણ ઉતારવાથી મહાન્ લાભ.

સામાયિક પોષધમાં કેમ ઘરેણું ઉતારીને બેસવાનું? મોહમાયા બાજુએ મૂકી દેવા માટે. મંત્રી ચૌદશે પોષધમાં હતો. વિરોધીએ રાજાને ભંભેરણી કરતાં 'આ તો અભિમાની છે તમારી બધી આજ્ઞા ન માને. લ્યો હમણાં બોલાવો એને, જુઓ આવે છે એ?' માણસ મોકલ્યો, મંત્રી કહે, 'આજે નહિ અવાય.'...'તો મૂકી દો મંત્રીપણું.' મંત્રીએ તરત બાજુએ મૂકેલી મંત્રી મુદ્રિકા લઈ લેવા બતાવી દીધી. પેલા ભાઈબંધ રાજીના રેડ થઈ 'ચાલો હવે હું મંત્રી,' એમ વિચારી આંગળિયે વીંટી પહેરી ગાડીમાં બેસી ચાલ્યા. વીંટીવાળો હાથ બહાર લટકતો દેખાડી લોકોને કહે છે, 'હવે હું મંત્રી છું' પરંતુ ગામ બહાર મહેલ તરફ જતાં જંગલમાંથી જતાં મરાયો. કેમ? અસલમંત્રીથી દુશ્મન રાજા ફફડતા, તેથી એનું કાટલું કાઢવા એક

દુશ્મન રાજાએ મારા મૂકેલા! તે મારા અહીં આને મંત્રી સમજી એના પર તૂટી પડયા ને એને ખત્મ કર્યો! અસલમંત્રીએ પોષધ પૂરતું પણ મોહમાયા બાજુએ મૂકેલી તેથી બચી ગયો! તમે ધર્મ સાચવો; તો ધર્મ તમને સાચવશે. શ્રાવકને ચૌદશે પોષધ જોઈએ જ.

અક્ષત પૂજામાં અક્ષતની જેમ મોહમાયાનાં ડાંગરનાં છોડાં ઉતારવાનું માગીએ. શેઠે ઉપાશ્રયે પડિક્કમણામાં હીરાનો હાર બાજુએ મૂકેલો, બાજુમાં બેઠેલા સીદાતા શ્રાવકે અંધારાનો લાભ લીધો. વહેલો ઊઠી હાર લઈ ચાલતી પકડી. શેઠ સામાયિક પારી હાર જુએ તો ન મળે. પસ્તાવો, 'હાય! છતે પૈસે સાધર્મિકનાં દુઃખ ન ફેડયાં, માટે આ સાધર્મિકને કોઈ ભારે આપદમાં હાર ચોરવો પડયો.' બીજે દિવસે વ્યાખ્યાનમાં 'સાહેબ! સાધર્મિક–ઉદ્ધાર છતી શક્તિએ ન કર્યો–પ્રાયશ્ચિત આપો.' પેલો શ્રાવક શેઠના ઘરે જઈ કહે, 'આ હાર પર રૂા. ૫૦૦૦ આપો.' શેઠ કહે, 'હારનું શું કામ છે? તમારો હાર લઈ જાઓ અને આ રૂા. ૫૦૦૦ પણ લઈ જાઓ' એમ કહી રૂપિયા એની આગળ મૂકયા. શ્રાવક પસ્તાયો, રોતાં કહે છે, 'શેઠ! હાર તમારો છે, હું ચોરી ગયેલો મને માફ કરો.' શેઠ શેઠાણી બંને કહે, 'ના ભાઈ! અમારો હાર ચોરાયો જ નથી.' અક્ષતપૂજામાં મોહમાયાનાં છોડાં ઉતારવાનું માગીએ. એથી ક્રમશઃ અક્ષતની જેમ અપુનર્જન્મ મોક્ષ મળે.

## (૭) નૈવેદ્ય પૂજા

પ્રભુ આગળ સારા મેવા મિઠાઈ ધરવા જોઈએ...પૂછો,–

પ્ર.—મિઠાઈ મેમાનને ધરીએ તો મિઠાઈ ખાવી છે તેથી આપણા પર રાજી થાય, પરંતુ ભગવાનને મિઠાઈ કયાં ખાવી છે?

ઉ.—આપણી મિઠાઈની મૂર્છા કાપવા પ્રભુ આગળ એનો ત્યાગ કરવાનો છે. પ્રભુ એ પરમ પાત્ર છે, એમને કરેલ દાન પરમ ફળ આપે. મીઠા મીઠા રસનો અનાદિનો રાગ તોડવાની ખાસ જરૂર છે. રોટલીનો કોળિયો મોમાં ગિલગિલીયાં ન કરાવે એટલો મિઠાઈનો ટુકડો કરાવે છે, સંકિલષ્ટ રાગ કરાવે એ પરિણામ ભયંકર.

**શાલિભદ્ર** કેમ થયા? પૂર્વભવે મીઠી મીઠી ખીરની મૂર્છા છોડેલી તેથી. રોઈને જિંદગીમાં પહેલી જ વાર મેળવેલી! સોડમ હાઈકલાસ! છતાં છોડી! મહારાજ કહે, 'થોડી રહેવા દેજે' પણ એણે બધી વહોરાવી. વાણિયો પાલીતાણામાં કેરીનો રસ ઉડાવવા સાધુ–સાધ્વીથી બચવા ઓરડીનાં બારણાં બંધ કરે છે! જનમ–જનમ અને અહીં પણ વરસોવરસ કેરી ઉડાવી છે, આ વરસમાં ય ઘરે કેટલીય કેરી ઉડાવી છે, છતાં મૂર્છા મારે છે. અભાગિયાને મનને નથી થતું. "અહો! આ સિદ્ધગિરિ પર અનંતાએ બધી મૂર્છા મૂકી મોક્ષ સાધ્યો! હું આટલી કેરીમાં અટકી પડું? અહીં સુપાત્રદાનનો કેટલો મળે લાભ!" શાલિભદ્રે પૂર્વભવે

ખીર-મિઠાઈનો મોહ છોડેલો, તો જ અનુપમ દાન! પરભવે દેવતાઈ સુખ-સમૃદ્ધિ અને દીક્ષા લઈ ખાનપાનના રસ છોડી મહાતપ! કાયા હાડપિંજરશી! વૈભારગિરિ પર અનશન!

મીઠા રસ આહાર-મૂર્ચ્છા તોડવા નૈવેદ્ય પૂજા છે. પૂજામાં આવે છે,—'આહાર કરંતા અહનિશ માચ્યો નાચ્યો ઇણ સંસાર, સાંભળ વિશરામી.' મિઠાઈ

---

બજારમાંથી ખાવા લાવ્યા કે ઘરે બનાવી, પહેલી પ્રભુને ધરાય, મૂર્છા ઘટે.

પ્ર.—મિઠાઈ પ્રભુને ધરી, પરંતુ પછી પોતાને ખાવા તો જોઈએ, એમાં એનો રાગ શાનો ઘટે?

ઉ.—પોતાને ખાવાની થોડી પણ જે મિઠાઈ પ્રભુને ધરી, એનો રાગ તો જરૂર ઘટયો. ત્યારે ત્યાગમાં પા-પા પગલી કરતાં મહાત્યાગ-વૈરાગ્ય અને વીતરાગતાનાં ફળ સુધી પહોંચાય છે. ત્યાગની નિશાળે પ્રારંભ કર્યા વિના અને એના કલાસીસ ભર્યા વિના સીધાં વીતરાગતાની ડીગ્રી ન મળે વીતરાગતાનો પાક ન નીપજે.

બ્રાહ્મણ કાશીએ ભણીને દેશ તરફ આવતાં રસ્તામાં રાજસભામાં શાસ્ત્રાર્થ કરવા ગયો. પંડિતોએ શરત મૂકી, 'જે હારે તે માથું મુંડાવે, ને પોતાની પોથીઓ આપી દે.' આણે કબૂલ કરી, સર્વ શાસ્ત્રની પંડિતાઈના અભિમાનથી ગમે તે શાસ્ત્રોનો સવાલ પૂછવા કહ્યું. રાજપંડિત કહે, 'તુંબ તુંબા'નો ભાવાર્થ કહો. બિચારો આગંતુક પંડિત મુંઝાયો, પોતાની પોથીઓ ફેંદી, ઉત્તર ન આપી શકયો. માથું મુડાવ્યું પોથીઓ ગુમાવી ઘેર આવ્યા, ઘરે મોટો ભાઈ ખેતી સંભાળે; વાત જાણી, જોયું, પંડિત ભણ્યો પણ ગણ્યો નહિ. મોટો ભાઈ પોતે પંડિતવેશે આવ્યો એ જ રાજસભામાં, એ જ શરત, એ જ સવાલ. આ વેશધારી પંડિત ખડખડાટ હસ્યો. રાજાને કહે, 'તમારી પાસે પંડિત છે કે મૂર્ખ? પહેલાં 'તુંબ તુંબા' ન હોય, પહેલાં તો 'ખેડ ખેડા,' (ખેતર ખેડવું પડે), પછી 'વાવ વાવા,' પછી 'વર્ષ વર્ષા', પછી 'ઉગ ઉગા,' પછી 'તાપ તાપા,' પછી ખેતરમાં જયાં જુઓ ત્યાં 'તુંબ તુંબા.' રાજપંડિત હાર્યો, માથું મુંડાયું. એમ થોડો ત્યાગ કરી થોડી થોડી મૂર્છા કાપતાં કાપતાં અંતે શિખરે પહોંચાય.

## (૮) ફળ પૂજા

ફળ પૂજા શા માટે? ફળ અંતિમ પકવ અવસ્થા છે. છોડ કે ઝાડ પર પહેલાં પાંદડાં પછી પુષ્પ, પછી અંતે પાક કે ફળ આવ્યા પછી કશું આવતું નથી. માટે એ અંતિમ અવસ્થાની જેમ આપણા વૈરાગ્ય બાજુની અંતિમ પકવ અવસ્થા વીતરાગતા છે. પ્રભુને ફળ ધરી આ વીતરાગતા માગીએ, વીતરાગ જ વીતરાગતા આપી શકે.

પ્ર.—આટલી નાની ફળ પૂજાથી એટલું મોટું ફળ?

ઉ.—હા, ધરતીને પાંચ દાણા દો, એક છોડ ઉપર ૫૦ દાણા લેખે ૨૫૦ દાણા દે! એ પાછા વાવો, ૧૨૫૦૦ દાણા દે! એને વળી વાવો, સાડા બાર હજારના એક દાણે ૫૦ ગુણા લેખે કેટલા થાય? ૬૨૫૦૦૦ શું? પાંચ દાણાના ત્રીજા વાવેતરે સવા ૭ લાખ દાણા! અર્થાત્ સવા લાખ ગુણું આપે! જડ ધરતી જો, આટલા ગુણું આપે તો વીતરાગને અર્પેલ તો એના શુભ અનુબંધથી કેટલાય ગુણું થઈને ન મળે?

અમેરિકામાં એક વૃદ્ધ બાઈ બહારથી રાતના મોડી આવી, ધ્રુજતી હતી, લિફ્ટ બંધ, ને ૪૫ મા માળે જવાનું હતું. કેટલાયને એણે કહ્યું, મને ટેકો આપી ઉપર પહોંચાડો.' કોઈ તૈયાર નહિ, કયાં સુધી કકળતી કરગરતી ઊભી હતી, એમાં એક જુવાનિયો આવ્યો, એને લાગણી થઈ આવી. એણે બરાબર ટેકો આપી ઠેઠ એની રૂમ સુધી પહોંચાડી. બુઢ્ઢીએ આભાર માની એનું નામ સરનામું લઈ લીધું. જાણો છો, 'યુવાનને એનું ફળ શું મળ્યું?' પેલી બુઢ્ઢીને છોકરો નહોતો, યુવાનના નામ પર પોતાની લાખોની સંપત્તિનું વીલ કરી, કોપી એને મોકલી આપી! બોલો, કેટલી મદદનું કેટલા ગુણું? યુવાનના ભાવ પરખ્યા, યુવાનની લાયકાત પરખી, એનું એટલું મોટું ફળ એક માનવી સ્ત્રી આપે! તો દેવગુરુ–ધર્મની દલાલ કર્મસત્તા શું ન આપે?

અષ્ટપ્રકારી પૂજાના રહસ્ય બહુ યાદ રાખી એને વારંવાર ચિંતનમાં રાખવા જેવાં છે. તેથી રોજ પરમાત્માની ભક્તિ વખતે તરત યાદ આવે, અને એને પૂજા પછી પણ હૃદયમાં મમરાવાય. આ એવાં રહસ્યો છે કે એ પૂજા વખતે ચિંતવતાં પૂજામાં કોઈ અદ્‌ભુત ભાવોલ્લાસ જગાવી દેશે; હૈયું ભગવાન જિનેશ્વરદેવ ઉપરથી ભક્તિથી તરબોળ બની જાણે પ્રભુને કહેશે, 'પ્રભુ! પ્રભુ! આ દુનિયાભરના કોઈ ધર્મમાં ન મળે એવી તારી લોકોત્તર ભક્તિ તેં મને આપી!! કેટલી તારી દયા! પ્રભુ! તું જ શરણુ, તું જ આધાર, તું જ મારો તારણહાર છે.' આ શરણભાવ અને વિશેષ ભાવોલ્લાસ આવે એટલે દ્રવ્યપૂજા, પછી ભાવપૂજાના અધિકારી બની શકાય. દેવોને દુર્લભ આર્ય માનવજન્મનો અતિકિંમતી સમય, અને પૂર્વભવની જિનભક્તિથી મળેલી કિંમતી પુણ્યાઈની સંપત્તિ તથા અતિ અમૂલ્ય માનવમન જે ભાગ્યવાન ભગવાન વીતરાગ પરમાત્માની ભક્તિમાં લગાવે છે તેને ધન્ય છે.

## ૧૧. નવાંગી પૂજાના રહસ્ય



અનંત ઉપકારી શ્રી જિનશાસનમાં જ્ઞાન-સંયમ-તપથી મોક્ષ કહ્યો છે. જ્ઞાન આત્માનું, પરમાત્માનું અને વિશ્વનું જરૂરી. એમાં પરમાત્માનું જ્ઞાન પરમાત્મ-ભક્તિથી મળે. પરમાત્માની ભક્તિમાં અષ્ટપ્રકારી પૂજાની વાત થઈ એમાં ચંદન-પૂજાનાં પ્રભુને નવાંગી તિલક-પૂજા; એ એટલા માટે કરવાની છે કે એકેક તિલક-પૂજાનાં ઉમદા રહસ્ય દિલમાં ધરીને પૂજા કરીએ તો અલૌકિક શુભ ભાવ જાગે છે.

(૧) **અંગૂઠે તિલક** : એટલા માટે કે ભગવાન વીતરાગતાના પાવર-હાઉસ છે. પ્રભુનો અંગૂઠો સ્વીચ છે, આપણે આંગળી લગાડીએ એટલે સ્વીચ ઓન થાય છે. કરંટ ચાલુ થઈ આપણા આત્મામાં વીતરાગતાનો પાવર આવે છે. તિલક કરતાં રોજ આ ભાવના કરો. 'મહાનલ! એક જ દે ચિનગારી.' પ્રભુ! મને વીતરાગતાનો અંશ વૈરાગ્ય દે અને સમ્યગ્દર્શન દે. રોજ આ ભાવનાથી અંગૂઠે પૂજા કરતાં અંતરમાં સુસંસ્કાર એવા વધે છે કે એ ખરેખર વૈરાગ્ય ને સમ્યક્ત્વ જગાવે છે. આની શ્રદ્ધા જોઈએ.

આજના કહે છે, 'અંગૂઠે તિલક કરતાં પાવર મળે છે એ અમને દેખાડી આપો. એમને ખબર નથી કે આ બાહ્ય ઇંદ્રિયથી વર્તાય એવી વસ્તુ નહિ.

સર રાધાકૃષ્ણ પહેલી ઓક્સફર્ડ યુનિવર્સિટીમાં પ્રોફેસર હતા ત્યારે એક વિદ્યાર્થી કહે, 'You are often talking of soul, Please show me your soul,' -અર્થાત્ 'તમે વારંવારની આત્માની વાત કરો છો, આત્મા દેખાડો'. સર પહેલી કહે, 'Only talented can see soul.' 'માત્ર બુદ્ધિમાન હોય એ જ આત્મા જોઈ શકે.' પેલો કહે, I have talent' મારી પાસે બુદ્ધિ છે. સર પહેલી કહે, 'એમ કરો, આ ટેબલ પર એક બાજુ તમારી બુદ્ધિ મૂકો, પછી

બીજી બાજુ હું આત્મા મૂકું, એટલે બુદ્ધિ એને જોઈ શકશે.' હવે વિદ્યાર્થી શું કહે ? બુદ્ધિ બહાર કાઢી બતાવી શકાતી નથી છતાં એ છે એ હકીકત છે, તો પછી આત્મા પણ એવો જ છે. શ્રદ્ધાથી માનવાની વસ્તુમાં પ્રત્યક્ષ કરવાનો આગ્રહ ન રખાય. બચ્ચુ માતા પરની શ્રદ્ધાથી ચાલતાં સમજદાર બને છે. સન્મતિતર્ક શાસ્ત્ર કહે છે, 'માત્ર આગમથી ગમ્ય પદાર્થને શ્રદ્ધાથી જ મનાય, પણ બુદ્ધિના ત્રાજવે ન તોલાય. એને તર્કગમ્ય કરવા આગ્રહ રાખે એ મિથ્યાત્વ પામે છે.

(૨) અંગૂઠે પૂજાનું બીજું રહસ્ય આ છે કે વડીલ મળતાં વડીલના ચરણે નમીને હાથેથા સ્પર્શ કરીએ એ વડીલનો વિનય કર્યો ગણાય. પૂર્વદેશમાં આ રિવાજ છે. અહીં અંગૂઠે તિલકમાં પ્રભુના ચરણે સ્પર્શતાં પ્રભુનો વિનય કર્યાનો લાભ મળે. માટે તો 'નમુત્થુણં અરિહંતાણં ભગવંતાણં' બોલવાનું તે બે ઢીંચણ બે હથેળી જમીનને અડાડી માથું નમાવીને બોલવાનું છે, નહિતર વિનય ચૂકયા. એમ અંગૂઠે તિલકમાં અહીં આ શ્રદ્ધા કે અંગુઠે પૂજાથી અવશ્ય પરમ પુરુષના વિનયનો ઉચ્ચ કોટિનો લાભ મળે,

(૩) અંગૂઠે તિલકનું ત્રીજું રહસ્ય આ, કે અંગૂઠો એટલે ચરણ; ત્યાં તિલક કરતાં આ ભાવવાનું–પ્રભુ ! ધન્ય તમને કે કેવળજ્ઞાન પામ્યા પછી કર્મક્ષયની સાધના પૂરી થઇ છે છતાં, તમે આરામથી એક સ્થાને ઠરીઠામ ન બેઠા, પરંતુ આચરણથી અમારા ઉપકાર માટે હજારો દિવસ પૃથ્વી પર વિચરી ધર્મના વરસાદ વરસાવ્યે ગયા ! ધન્ય ધન્ય !' આ ભાવના ભાવતાં પ્રભુના હજારો વિહારની અનુમોદનાનો લાભ મળે.

**કેવળજ્ઞાની કૃતાર્થ પ્રભુ પણ આટલાં ધર્મ-કષ્ટ ઉપાડે, તો પ્રભુના સાચા સેવક હોઈએ તો કેટલાં ધર્મ–કષ્ટ ઉપાડીએ ?** 'નાકોડા' કેમ ઉજ્જડ થયું ? ત્યાંનો રાજપુત્ર બહાર ફરવા ગયેલ, ત્યાં પાણી ભરતી કુમારીના વાળ પર મોહિતી થઈ એને કહે, 'શું સરસ તારા વાળ ! આનાથી તો મારા ઘોડાની સારી ચાબુક બને...' એમ મજાક કરે છે. કુમારીએ જઈને મહાજનને વાત કરી...મહાજન વિચારે છે... 'આ રાજપુત્ર આપણો રાજા થયે બેનોના શીલ જોખમમાં. માટે ચાલો આપણે જેસલમેર જઈ વસીએ. અંદરખાને જેસલમેરમાં ઘરોની સગવડ કરાવી દીધી. અહીં રાજાને કહે, 'અમારે જેસલમેર યાત્રાએ જવું છે. રસ્તામાં રક્ષણની સગવડ કરી આપો.' કરી આપી. ૪૦૦ ઘર જેસલમેર ઊપડયા ! ત્યાંજ વસી ગયા. એટલે ઈતર પ્રજા પણ ત્યાંજ ચાલી ગઈ. નાકોડા ઊજડ, મહાજન વીતરાગના સેવક હતા, તેથી શીલધર્મની રક્ષાર્થે આ કષ્ટ ઉપાડયાં.

(૨) જાનુપૂજા—જાનુ એટલે ઢીંચણ. ત્યાં તિલક કરતાં એ ભાવવાનું કે "પ્રભુ ! એ જ ભવમાં મોક્ષ નક્કી છતાં ચારિત્ર અને તપ સાથે આ જાનુના બળ પર તમે હજારો દિવસ—રાત ખડાખડા રહી કાયોત્સર્ગ ધ્યાન સાધ્યું !' 'કાયોત્સર્ગ—ધ્યાન' એટલે આભ્યન્તર તપની ચરમસીમા. એમાં ઋષભદેવ ભગવાને કમાલ કરી. ૧૦૦૦ વર્ષ કાયોત્સર્ગ ! કેમ આ ભયંકર કષ્ટ ઉપાડયાં? પ્રભુ જુએ છે કે—

**કાયાની ખુશખુશાલી રાખીને અનંતા કર્મ બાંધ્યાં છે તે હવે કાયા પર કષ્ટ વિના ન તૂટે.** આ જીવન-સૂત્ર-'કષ્ટ વિના સિદ્ધિ નહિ.' જાનુને તિલક કરતાં આ ભાવવાનું –'પ્રભુ ! ધન્ય તમારા કાઉસ્સગ્ગ ! મને આવું ધર્મ-કષ્ટનું બળ મળો.' આથી પ્રભુના હજારો દિવસ-રાતના કાયોત્સર્ગની અનુમોદનાનો લાભ અને ધર્મ-કષ્ટની પ્રેરણા મળે.

(૩) કરપૂજા—તૃતીય અંગ કરકાંડે તિલક કરતાં આ ભાવવાનું,- 'પ્રભુ ! તમે દીક્ષા લેવા પૂર્વે આ કાંડાને શ્રમ આપીને વરસભર રોજ સવારે ૧ ક્રોડ ૮ લાખ સોનૈયા જેટલું દાન દેતા રહ્યા ! ધન્ય તમારો ત્યાગ ! આનાથી 'દાનધર્મ પહેલો અને સંયમ, શીલ, તપ વગેરે ધર્મ પછી,' એમ આપે સૂચવ્યું.

મને પણ રોજનું અઢળક દાન કરવાનું મળો. સવાલ છે,–'પ્રભુ પાસે તમે અઢળક પૈસા માગો ? કે અઢળક દાન માગો ?' દાન એકદમ બહુ દેવાય ? કહેશો કે 'ના, ધર્મમાં ધીરે ધીરે આગળ વધાય,' પણ પૈસા એકદમ ઢગલો મળતા હોય તો ? ત્યાં ધીરે ધીરે લેવાય, એમ નહિ કહો ! કારણ ? પૈસા પર પ્રેમ છે એવો પ્રભુ પર પ્રેમ નથી. નહિતર પ્રભુ પર પ્રેમ જમાવવા પ્રભુએ કરેલ અને પ્રભુએ કહેલ પહેલો દાનધર્મ ખૂબ કરાય.

પ્રભુ પર સ્નેહ જમાવવો છે ! તો પહેલાં ખૂબ દેતાં શીખો, એથી સ્નેહ જામશે; પછી માગવાનું રાખો. સ્નેહની પછીથી જે માગવા-કરવાનું, તે પહેલાં કરી લેશો તો પછી સ્નેહ નહિ જામે, દાનાદિ નહિ થાય.

એક **સંન્યાસીને** કોઈક પરદેશીએ ભારત જોઈ વળ્યા પછી પૂછ્યું, 'અહીં ભારતમાં સ્નેહાળ કૌટુંબિક જીવન છે; જીવનભર પતિ–પત્ની–છોકરા–પુત્રવધૂ પ્રેમથી ખુશખુશાલ રહે છે. અમારે વિલાયત–અમેરિકામાં એવું કેમ નહિ ?' સંન્યાસી કહે, "ભારતમાં પરણ્યા પછી જે કરાય છે, તે તમારે ત્યાં પરણ્યા પહેલાં કરી લેવાય છે, એટલે પછી સ્નેહાળ કૌટુંબિક જીવન શી રીતે મળે ! ભારતમાં તો પરણ્યા પહેલાં કન્યા સાથે મિલન કે હરવા ફરવાનું શું કન્યાને જોવાની ય વાત નહિ. એટલે પરણ્યા પછી સ્થાયી પ્રેમ જામે છે.'

બીજી બાજુ હું આત્મા મૂકું, એટલે બુદ્ધિ એને જોઈ શકશે.' હવે વિદ્યાર્થી શું કહે ? બુદ્ધિ બહાર કાઢી બતાવી શકાતી નથી છતાં એ છે એ હકીકત છે, તો પછી આત્મા પણ એવો જ છે. શ્રદ્ધાથી માનવાની વસ્તુમાં પ્રત્યક્ષ કરવાનો આગ્રહ ન રખાય. બચ્ચુ માતા પરની શ્રદ્ધાથી ચાલતાં સમજદાર બને છે. સન્મતિતર્ક શાસ્ત્ર કહે છે, 'માત્ર આગમથી ગમ્ય પદાર્થને શ્રદ્ધાથી જ મનાય, પણ બુદ્ધિના ત્રાજવે ન તોલાય. એને તર્કગમ્ય કરવા આગ્રહ રાખે એ મિથ્યાત્વ પામે છે.

(૨) અંગૂઠે પૂજાનું બીજું રહસ્ય આ છે કે વડીલ મળતાં વડીલના ચરણે નમીને હાથેયા સ્પર્શ કરીએ એ વડીલનો વિનય કર્યો ગણાય. પૂર્વદેશમાં આ રિવાજ છે. અહીં અંગૂઠે તિલકમાં પ્રભુના ચરણે સ્પર્શતાં પ્રભુનો વિનય કર્યાનો લાભ મળે. માટે તો 'નમુત્થુણં અરિહંતાણં ભગવંતાણં' બોલવાનું તે બે ઢીંચણ બે હથેળી જમીનને અડાડી માથું નમાવીને બોલવાનું છે, નહિતર વિનય ચૂક્યા. એમ અંગૂઠે તિલકમાં અહીં આ શ્રદ્ધા કે અંગુઠે પૂજાથી અવશ્ય પરમ પુરુષના વિનયનો ઉચ્ચ કોટિનો લાભ મળે,

(૩) અંગૂઠે તિલકનું ત્રીજું રહસ્ય આ, કે અંગૂઠો એટલે ચરણ; ત્યાં તિલક કરતાં આ ભાવવાનું–પ્રભુ ! ધન્ય તમને કે કેવળજ્ઞાન પામ્યા પછી કર્મક્ષયની સાધના પૂરી થઇ છે છતાં, તમે આરામથી એક સ્થાને ઠરીઠામ ન બેઠા, પરંતુ આચરણથી અમારા ઉપકાર માટે હજારો દિવસ પૃથ્વી પર વિચરી ધર્મના વરસાદ વરસાવ્યે ગયા ! ધન્ય ધન્ય !' આ ભાવના ભાવતાં પ્રભુના હજારો વિહારની અનુમોદનાનો લાભ મળે.

**કેવળજ્ઞાની કૃતાર્થ પ્રભુ પણ આટલાં ધર્મ-કષ્ટ ઉપાડે, તો પ્રભુના સાચા સેવક હોઈએ તો કેટલાં ધર્મ-કષ્ટ ઉપાડીએ?** 'નાકોડા' કેમ ઉજ્જડ થયું ? ત્યાંનો રાજપુત્ર બહાર ફરવા ગયેલ, ત્યાં પાણી ભરતી કુમારીના વાળ પર મોહિતી થઈ એને કહે, 'શું સરસ તારા વાળ ! આનાથી તો મારા ઘોડાની સારી ચાબુક બને...' એમ મજાક કરે છે. કુમારીએ જઈને મહાજનને વાત કરી...મહાજન વિચારે છે... 'આ રાજપુત્ર આપણો રાજા થયે એનોના શીલ જોખમમાં. માટે ચાલો આપણે જેસલમેર જઈ વસીએ. અંદરખાને જેસલમેરમાં ઘરોની સગવડ કરાવી દીધી. અહીં રાજાને કહે, 'અમારે જેસલમેર યાત્રાએ જવું છે. રસ્તામાં રક્ષણની સગવડ કરી આપો.' કરી આપી. ૪૦૦ ઘર જેસલમેર ઉપડયા ! ત્યાંજ વસી ગયા. એટલે ઈતર પ્રજા પણ ત્યાંજ ચાલી ગઈ. નાકોડા ઉજડ. મહાજન વીતરાગના સેવક હતા, તેથી શીલધર્મની રક્ષાર્થે આ કષ્ટ ઉપાડયાં.

(૨) જાનુપૂજા—જાનુ એટલે ઢીંચણ. ત્યાં તિલક કરતાં એ ભાવવાનું કે "પ્રભુ ! એ જ ભવમાં મોક્ષ નક્કી છતાં ચારિત્ર અને તપ સાથે આ જાનુના બળ પર તમે હજારો દિવસ—રાત ખડાખડા રહી કાયોત્સર્ગ ધ્યાન સાધ્યું !' 'કાયોત્સર્ગ-ધ્યાન' એટલે આભ્યન્તર તપની ચરમસીમા. એમાં ઋષભદેવ ભગવાને કમાલ કરી. ૧૦૦૦ વર્ષ કાયોત્સર્ગ ! કેમ આ ભયંકર કષ્ટ ઉપાડયાં? પ્રભુ જુએ છે કે—

**કાયાની ખુશખુશાલી રાખીને અનંતા કર્મ બાંધ્યાં છે તે હવે કાયા પર કષ્ટ વિના ન તૂટે.** આ જીવન-સૂત્ર-'કષ્ટ વિના સિદ્ધિ નહિ.' જાનુને તિલક કરતાં આ ભાવવાનું -'પ્રભુ ! ધન્ય તમારા કાઉસ્સગ્ગ ! મને આવું ધર્મ-કષ્ટનું બળ મળો.' આથી પ્રભુના હજારો દિવસ-રાતના કાયોત્સર્ગની અનુમોદનાનો લાભ અને ધર્મ-કષ્ટની પ્રેરણા મળે.

(૩) કરપૂજા—તૃતીય અંગ કરકાંડે તિલક કરતાં આ ભાવવાનું,- 'પ્રભુ ! તમે દીક્ષા લેવા પૂર્વે આ કાંડાને શ્રમ આપીને વરસભર રોજ સવારે ૧ ક્રોડ ૮ લાખ સોનૈયા જેટલું દાન દેતા રહ્યા ! ધન્ય તમારો ત્યાગ ! આનાથી 'દાન-ધર્મ પહેલો અને સંયમ, શીલ, તપ વગેરે ધર્મ પછી,' એમ આપે સૂચવ્યું.

મને પણ રોજનું અઢળક દાન કરવાનું મળો. સવાલ છે,-'પ્રભુ પાસે તમે અઢળક પૈસા માગો ? કે અઢળક દાન માગો ?' દાન એકદમ બહુ દેવાય ? કહેશો કે 'ના, ધર્મમાં ધીરે ધીરે આગળ વધાય,' પણ પૈસા એકદમ ઢગલો મળતા હોય તો ? ત્યાં ધીરે ધીરે લેવાય, એમ નહિ કહો ! કારણ ? પૈસા પર પ્રેમ છે એવો પ્રભુ પર પ્રેમ નથી. નહિતર પ્રભુ પર પ્રેમ જમાવવા પ્રભુએ કરેલ અને પ્રભુએ કહેલ પહેલો દાનધર્મ ખૂબ કરાય.

પ્રભુ પર સ્નેહ જમાવવો છે ! તો પહેલાં ખૂબ દેતાં શીખો, એથી સ્નેહ જામશે; પછી માગવાનું રાખો. સ્નેહની પછીથી જે માગવા-કરવાનું, તે પહેલાં કરી લેશો તો પછી સ્નેહ નહિ જામે, દાનાદિ નહિ થાય.

એક સંન્યાસીને કોઈક પરદેશીએ ભારત જોઈ વળ્યા પછી પૂછ્યું, 'અહીં ભારતમાં સ્નેહાળ કૌટુંબિક જીવન છે; જીવનભર પતિ-પત્ની-છોકરા-પુત્રવધૂ પ્રેમથી ખુશખુશાલ રહે છે. અમારે વિલાયત-અમેરિકામાં એવું કેમ નહિ ?' સંન્યાસી કહે, "ભારતમાં પરણ્યા પછી જે કરાય છે, તે તમારે ત્યાં પરણ્યા પહેલાં કરી લેવાય છે, એટલે પછી સ્નેહાળ કૌટુંબિક જીવન શી રીતે મળે ! ભારતમાં તો પરણ્યા પહેલાં કન્યા સાથે મિલન કે હરવા ફરવાનું શું કન્યાને જોવાની ય વાત નહિ. એટલે પરણ્યા પછી સ્થાયી પ્રેમ જામે છે.'

એક યુવાન જાન લઈ ગામડે પરણવા ગયો. રાતના લગ્ન–વિધિમાં બેસવા પહેલાં બાપને કહે–'મારે કન્યાને જોવી છે, જોયા વિના નહિ પરણું.' બાપ કહે, 'એલ્યા ભાઈ ! અમે પૂરી તપાસ કરી સારી કન્યા પસંદ કરી છે. છોકરો કહે; તમારી તપાસ શા કામની ? જિંદગી મારે કાઢવાની છે.' આ જુવાનિયાને શા અનુભવ ? એ શી તપાસ કરે ? વડીલ હોય તે આડોશ–પાડોશને પૂછી કરી કન્યાનો સ્વભાવ, એના ગુણદોષ, એની હોશિયારી, એનાં આચરણ વગેરે તપાસે. જુવાનીયાને આ શું આવડે ? એ તો બહારનું રૂપ જુએ અને બહુ તો ૨–૪ પ્રશ્ન પૂછી એના બનાવટી ઉત્તર અને કૃત્રિમ સવાસલા સાંભળે.

છોકરાએ હઠ પકડી. બાપે વેવાઈને કહ્યું, બંનેએ આબરુ જાળવવા એને કન્યાના ઓરડામાં મોકલ્યો. કન્યા ઘુંઘટમાં. તે આ કહે, તારું મોં બતાવ.' પેલી કહે, 'બાપુએ જોયું છે. સંતોષ માનો. પરણ્યાં પહેલાં ઠીક નહિ. આ કહે, 'ના, હું જોયા વિના નહિ પરણું.' 'સારું' કહી કન્યાએ મોં ખોલ્યું. અપ્સરા જેવું મોં જોઇ ભાઈ ખુશી ખુશી થઈ કહે છે, 'હવે મારે વાંધો નથી.' કન્યા તાડૂકી, 'ચાલ્યો જા નાલાયક ! ચમારની જેમ ચામડું જ જોવા નીકળ્યો ! મારે તારી સાથે પરણવું હરામ છે.' બસ, લગન બંધ અને યુવાન ફજેત થઈને ધોળા મૂળા જેવો પાછો ગયો. સંન્યાસીએ પરદેશીને જે કહ્યું, 'અમારે ત્યાં પરણ્યા પછી કરવાનું તે તમારે ત્યાં પરણ્યા પહેલાં કરી લે છે પછી કૌટુંબિક પ્રેમાળ જીવન શાનું રહે !' તે અહીં લગાડો, –ભગવાન સાથે સ્નેહ કરવો છે તો પ્રભુના કોડે તિલક કરતાં પ્રભુના જેવું દેવાનું માગો.

મંદિરમાં કેમ જાઓ ? ભગવાન મારું કંઈક કરે એટલા માટે ને ? અલ્યા !' આ કરુણાસાગર ભગવાને તારું ઓછું કર્યું છે ? ઠેઠ નિગોદમાંથી ઊંચકી અહીં સુધી લાવ્યા, તેની અને રૂડો આર્ય માનવભવ એની કિંમત કેટલી ? સુંદર દેહ, ઇન્દ્રિયો, મન, ખાનપાનાદિ સગવડ...આ બધું ભગવાને તો તારું ઘણું કર્યું; હવે તો તારે ભગવાનનું કરવાની વારી છે. માટે કરકોડે પૂજાથી આ માગવાનું. 'પ્રભુ ! મને દેવાનું મન આપજે.' દેવાનું જ એટલે પછી તકતી પ્રશંસા નહિ. દાન કરો એમાં તો ભગવાને દીધેલું દો છો એમાં પછી તકતી જોઈએ ?

(૪) ખભે તિલક–પૂજા કરતાં એ ભાવવાનું કે. 'પ્રભુ ! આ ખભામાંથી આપે દુનિયા પ્રત્યે માન કાઢી મૂક્યું, નમ્રતા–લઘુતા રાખી અને આંતરશત્રુ સામે માન બરાબર રાખી એને મચક ન આપી. એમ મને પણ એવું કરવાનું મળો.'

વિચાર જોઈએ કે, 'દુનિયાના માણસો સામે અભિમાન શું કરવાનું ? મેં ક્યાં મોત જીત્યું છે ? કર્મની કઈ ગુલામી મેં ટાળી છે ? ક્યા એવા પૂર્વપુરુષ જેવા આત્મપરાક્રમ કે સુકૃત-પરોપકાર કર્યાં છે ? શાના પર મારે બીજાઓ સામે અભિમાન કરવાનું ? મારા મહાવીર પ્રભુએ અગાધ શક્તિ છતાં, દુષ્ટ ગોવાળિયો કાને ખીલા ઠોકવા આવ્યો ત્યારે અભિમાનથી એને દબાવવાની તો વાત ય શી, ઊલટું એને કાનમાં ખીલા ઠોકવામાં સહાય કરી ! નહિતર અભિમાનથી એની એક કાનની બૂટ માત્ર આંગળી-અંગૂઠા વચ્ચે દબાવી હોત તો 'બાપ રે બાપ' પોકરાવતે. પરંતુ અહીં તો પ્રભુએ અભિમાનને બદલે મૈત્રી-ભાવથી જાણે ગોવાળિયાને કહ્યું, 'ભઈલા ! તારે એકલે હાથે ખીલો કાનમાં અંદર દાખલ નહિ થઈ શકે. કેમકે તું ખીલા પર હથોડો મારે ને મારું માથું બીજી બાજુ હાલી જાય માટે લે, હું માથું થાંભલાની જેમ સ્થિર રાખું છું તેથી તારું કામ સરળ થઈ જાય.' આમ પોતાને દુશ્મનથી આવતી આપત્તિમાં દુશ્મનને સહાય કરનારા આવા મહાવીર પ્રભુના ભક્ત આપણે, અરસપરસમાં હોંશાતોંશી અને અભિમાનમાં રેફ્-રગડા કરી સામાને કચડવા મથીએ ? ખભે તિલકપૂજા કરતાં પ્રભુ પાસે આનો અંત માગીએ.

બીજું આ માગીએ કે. 'પ્રભુ તમે રાગ-દ્વેષ, કામ-ક્રોધ-લોભ વગેરે કષાયોને વશ ન થયા, પણ એની સામે ખભા અણનમ ઊંચા રાખ્યા, એમ હું પણ પાપો અને દોષોની સામે અણનમ રહું એનો આશરો ન લઉં, એવું બળ આપો. હું જૈન, હું શ્રાવિકાનો દીકરો, જૈન ધર્મના આચાર હરગિજ ન મૂકું, એવા જૈનતરોમાં હું ન ભળું. રાત્રિભોજન તો શિકારી પશુ કરે. પિક્ચર એટલે વેશ્યાવાડો...એ બધાથી દૂર જ રહું. મારું સુખ જાઓ, મારો ધર્મ ન જાઓ.'

મોગલ બાદશાહ જહાંગીર નૂરજહાંને પરણેલો એના અથાગ રૂપ અને પ્રેમમાં લુબ્ધ એને કહે છે. તારી ખાતર જરૂર પડયે મારો જાન દઈ દઉં.' એક વાર એના આગ્રહથી એના ભાઈને પ્રધાનપદ આપેલું, પણ પછીથી ભાઈની કસૂર થતાં પદભ્રષ્ટ કરી મૂકયો. નૂરજહાંએ એને પાછો પદ પર લઈ લેવાનું કહેતાં જહાંગીરે ના પાડી. ત્યારે બેગમ કહે, 'તમે તો કહેતા હતા ને કે તારી ખાતર જાન પણ આપી દઉં તો આટલું નહિ બને ?' જહાંગીર કહે, 'મૈંને જાન બેચા હૈ, ઈમાન નહિં'. મેં જાન વેચ્યો છે, ધર્મ નહિ.' ધર્મના પ્રશસ્ત અભિમાન રાખવા આ વાત છે. ખભે તિલક કરતાં આ પ્રશસ્ત અભિમાન માગવાનું છે.

**(૫) મસ્તકે તિલક** કરતાં આ ભાવના કે 'પ્રભુ ! શરીરમાં મસ્તકના સૌથી ઊંચા સ્થાનની જેમ ૧૪ રાજલોકના મથાળે સિદ્ધશિલા પર આપ જઈ વસ્યા,

મને પણ ત્યાં વાસ આપો. આ જો દિલથી ભાવીએ તો આપણી મોક્ષની ભાવના તાજી થાય.

બીજું રહસ્ય એ ભાવનાનું છે કે–'પ્રભુ ! દુષ્ટોના ઘોર ઉપસર્ગોમાં પણ આપે એ દુષ્ટો આગળ દીનતાથી માથું ન નમાવ્યું કે 'ભાઈસા'બ ! તારે પગે પડું, મને છોડ.' તેમજ દુઃખમાં કષ્ટમાં જરા ય દીન ન બન્યા, અ–દીન રહ્યા. એમ મને પણ અ–દીનતા આપો; ચાહે ગમે તેવાં દુઃખો આવો. હું દીન ન બનું.'

વીર પ્રભુના મસ્તક પર સંગમદેવે ૫ હજાર મણનું લોખંડી કાળચક્ર ઝીંક્યું, ભયંકર આઘાતથી પ્રભુ જમીનમાં ઢીંચણ સુધી ખૂંચી ગયા, ક્ષણભર મૂર્છિત બન્યા. પણ પછી ભાન આવતાં જ બહાર નીકળી બાજુમાં અણનમ્યા મસ્તકે ધ્યાનમાં ઊભા રહી ગયા.

પૂ. આ. શ્રી વિજયભદ્રસૂરીશ્વરજી મહારાજ ક્યારેક બિમારીમાં, શ્રાવક શાતા પૂછતાં કહેતા, 'ભાઈ ! પ્રભુના સંયમ–માર્ગમાં તો હંમેશા શાતા જ હોય. મોતિયા–ઝામરવામાં બંને આંખ જતાં કોઈ કહે, 'સાહેબજી ! આ ભારે દુઃખ આવ્યું.' તો એ કહેતા, 'ભાઈ ! આ તો હવે જગતનું જોવાનું બંધ થતાં આત્માની અંદરમાં વધારે ઠરવાનું મળ્યું !' આ શું ? કોઈ દીનતાનો જવાબ નહિ, કે 'ભાઈ ! શું કરીએ ? અશુભનો ઉદય !' ના, દીન બનવાનું નહિ.

(૬) લલાટે તિલક કરતાં ભાવવાનું,–'પ્રભુ ! આપ જગતના લલાટસ્થાને છો. જગતની શોભા આપનાથી છે. મોટા ઇંદ્રો અને ગણધરોએ આપને લલાટે ધર્યા છે, મારા પણ લલાટે પ્રભુ આપ અને આપની આજ્ઞા રહો, મારે શિરસાવંદ્ય બની રહો.' આ રોજ ભાવવાથી પ્રભુની આજ્ઞાનો ભાર માથે રહે. પ્રભુ અને પ્રભુની આજ્ઞા જેણે લલાટે રાખી એણે તો કર્મ અને મોહને તમાચ લગાવી. લલાટે તિલક આ ખબર આપે છે કે 'મારે તો એક અરિહંત.'

(૭) કંઠે તિલક કરતાં આ ભાવવાનું–'પ્રભુ આ કંઠથી આપે, કેવળજ્ઞાની કૃતાર્થ બન્યા છતાં, વર્ષો સુધી ધર્મવાણી રેલાવી. આપને કોઈએ દબાણ નથી કર્યું છતાં એકમાત્ર જગતના ઉદ્ધાર અર્થે આ શ્રમ રોજનો હજારો વર્ષ રાખ્યો. એમાં ઋષભદેવ ભગવાન તો લગભગ એક લાખ પૂર્વવર્ષો સુધી વાણી વરસાવતા રહ્યા ! કેટલો ગજબ ઉપકાર ! પ્રભુ હું એ તમારા ઉપકારને કૃતાર્થ કરું અને મને ઉપકારની બુદ્ધિ મળો.' જગતમાં તીર્થંકરનો જૈનશાસન આપવા જેવો ઉપકાર અનન્ય છે.

વડોદરાના એક જૈન યુવાનને ધર્મમાં રસ નહોતો. એન્જિનિયરિંગનું ભણવા અમેરિકા ગયેલા, ત્યાં એક વાર ફિલોસોફી પર લેકચર સાંભળવા ગયા. અમેરિકન પ્રોફેસરે ભારતના જુદા જુદા દર્શનનું વર્ણન કરી છેવટે જૈનદર્શનનું વર્ણન કર્યું. યુવાને પૂછ્યું, 'જૈનદર્શન કેમ છેડે બતાવ્યું ? શું એની સૌથી ઓછી કિંમત છે માટે ?' ફિલોસોફર કહે, 'એમ નથી, પરંતુ જૈનદર્શન બધા દર્શનોનો બાપ છે, માટે છેડે બતાવ્યું. જૈનદર્શનમાં જે અગાધ જ્ઞાન છે એવું બીજા કોઈ દર્શનમાં નથી.' બસ, ત્યારથી માંડીને એ યુવાન પક્કા ધર્મિષ્ઠ બની ગયા છે.

(૮) **હૃદયે તિલક** કરતાં ભાવવાનું કે—'પ્રભુ ! આપે આપના હૃદયમાં ક્રોધાદિ કષાયો બાળી મૂકી ઉપશમના સાગર ઉભરાવ્યા ! કેવું આપનું ધન્ય હૃદય ! બચકું ભરનાર ચંડકૌશિક પર પણ ઉપશમ ! મને પણ આ ઉપશમ મળો.'

દ્રૌપદીને પદ્મોત્તર રાજાએ ધાતકીખંડમાં કબ્જે રાખી. કૃષ્ણ વાસુદેવ અને પાંડવોએ ત્યાં જઈ લડાઈ આપી રાજાની છાતી પર કૃષ્ણ ચડી બેસી તલવાર ઉગામી કહે, 'હરામી પરસ્ત્રી–ચોર ! હવે તું જીવતો નથી' ત્યાં દ્રૌપદી આડે આવી કહે, 'ભાઈ ! જવા દો એને, એ કૂતરા જેવો છે.' કેમ આમ કહ્યું ? દ્રૌપદી પ્રભુ-ભક્ત; તે એના દિલમાં ઉપશમભાવ આવી ગયો તેથી.

(૯) **નાભિ પર તિલક** વખતે આ ચિંતવવાનું—'પ્રભુ ! નાભિ એ શરીરનું મધ્યસ્થાન છે એમ આત્માના મધ્યસ્થાને સ્વચ્છ આઠ રુચકપ્રદેશમાં અનંત દર્શન જ્ઞાન, ચારિત્ર પ્રગટ રહેલા છે. આપે એ પ્રમાણે સર્વાત્મપ્રદેશે એ રત્નત્રયી પ્રગટ કરી દીધી, તો મારે પણ આઠ રુચકપ્રદેશની જેમ સર્વ આત્મપ્રદેશે એ પ્રગટ થાઓ.' રોજ નવાંગી તિલકનાં રહસ્યના વિચાર સાથે નવાંગી તિલકપૂજા કરાય તો તે જીવનમાં ભારે ઉત્થાન લાવવા સમર્થ છે.

---

**અકળાશો નહિ...**

સંસારમાં આવતી પ્રત્યેક વિકટતા, પ્રભુ નિકટતા લાવી શકે તેમ છે. જો એ વિકટતાનો યોગ્ય સદુપયોગ કરતા આવડે તો !...માટે જ કહું છું...પ્રતિકૂળતામાં ક્યારેય અકળાશો નહિ !

## ૧૨. અવસ્થા ચિંતન



પરમાત્માની ભક્તિમાં જિનમંદિરના ૧૦ ત્રિકનો વિચાર ચાલે છે. એમાં ઠાઠથી અષ્ટપ્રકારી પૂજા કર્યા પછી હવે પરમાત્માની ૩ અવસ્થા ચિંતવવાની છે જેથી પરમાત્મામાં મન ઠરે.

### ૩ અવસ્થા-ચિંતન

પરમાત્માની ૩ અવસ્થા,-પિંડસ્થ-પદસ્થ-રૂપાતીત. એમાં (૧) પિંડ એટલે પ્રભુનો દેહ, એમાં રહેલી અવસ્થા અર્થાત્ પ્રભુએ દેહમાં રહી શું કર્યું ? દેહમાં રહ્યા એ કેવા કેવા હતા, એ વિચારવાનું (૨) 'પદસ્થ' એટલે તીર્થંકરપદમાં રહેલી અવસ્થા અર્થાત્ એ પદ પર રહ્યા પ્રભુએ શું શું કર્યું, પ્રભુ કેવા કેવા હતા તે ચિંતવવાનું. (૩) 'રૂપાતીત' એટલે અરૂપી મોક્ષ-અવસ્થા મોક્ષમાં પ્રભુ શું કરે છે, કેવા છે, એ ચિંતવવાનું. અહીં સવાલ છે, **અવસ્થા ચિંતન શા માટે કરવું ?**

(૧) અરિહંત પરમાત્માની અવસ્થાઓ ચિંતવીએ એમાં પ્રભુમાં ઠરવાનું મળે છે. (૨) પરમાત્માનું ધ્યાન લાગે છે, ત્યારે પ્રાચીન પાર્શ્વનાથ સ્તોત્રમાં કહ્યું છે,-

**'ધ્યાતસ્ત્વં યૈઃ ક્ષણં વાપિ સિદ્ધિસ્તેષાં મહોદયા '**

હે જિનેશ ! તમારું એક ક્ષણ પણ ધ્યાન કરે એની સિદ્ધિ થાય છે, એ ભવ પાર કરી જાય છે ! આવા પ્રભાવવંતા અર્હદ્ધ્યાનની સગવડ અરિહંત—અવસ્થાનું ચિંતન કરી આપે છે. (૩) મંદિરમાં અવસ્થા-ચિંતનનો સારો અભ્યાસ હોય, તો બહાર પણ મન નવરું પડતાં એ ચિંતન કરે તો નકામા પાપવિચારો-આર્તધ્યાન-રૌદ્રધ્યાન-સંકલ્પ-વિકલ્પો વગેરેથી બચી જવાય. આ ન હોય તો મન કેટલો દાટ વાળે ? (૪) પ્રભુની સામે ઊભા રહીને અવસ્થા-ચિંતન કરવામાં આપણી વાત વિનંતિરૂપે પ્રભુ આગળ રજૂ થાય છે. એથી પ્રભુ સાથે આપણી આત્મીયતા

થાય; તેથી દુઃખ આપત્તિના પ્રસંગોમાં હૈયામાં પ્રભુ સાથે વાત કરી આશ્વાસન સમાધિ મેળવી શકીએ. (૫) અવસ્થા-ચિંતનમાં પ્રભુનાં ગુણગાન કરવાનો મહાન લાભ મળે છે. 'ઉત્તમના ગુણ ગાવતાં ગુણ આવે નિજ અંગ.'

સારાંશ, અવસ્થા-ચિંતનમાં પ્રભુની લગન લાગે. લગન મોટી ચીજ છે, લગન લાગ્યાથી પરમાત્મા સિવાય બીજો કોઈ ગમે નહિ, બીજું કાંઈ ગમે નહિ, પ્રભુમાં મન તૃપ્ત થઈ જાય 'મારે તો પ્રભુ છે તો બધું જ છે,' એમ મન કહે.

**ખોજાની કન્યા**—આફ્રિકાથી એક ખોજા કુટુંબ દેશમાં જવા મુંબઈ એક ઓળખીતાને ત્યાં ઊતર્યું. બપોર પછીના ટાઈમે બંને કુટુંબ બહાર ગયા, ઘરમાં માત્ર મકાન-માલિકની કન્યા અને આગંતુક યુવાન તબીયતના કારણે રોકાય છે. એમાં યુવાન એક રૂમમાં કોચ પર બેઠો કાંઈક વાંચી રહ્યો છે. યુવાન કન્યા બીજા રૂમમાં બેઠી બેઠી કંટાળી યુવાનના રૂમમાં આવી. યુવકના કોચ પર બેસી ગઈ. ક્યાંય સુધી બેસી રહી, પરંતુ યુવક એની સામેય જોતો નથી. કેમ ? **પરાયી સ્ત્રી કે કન્યાની સામે ન જોવાય, એ ભારત-આર્ય દેશની સંસ્કૃતિ.** એમાં વળી એના માબાપ, ભાઈ વગેરે બહાર ગયા છે ત્યારે તો કુમારીનો જરાય સંપર્ક ન સધાય, નહિતર કુમારીના માબાપના વિશ્વાસનો ભંગ થાય. કન્યા કંટાળીને કહે, 'આ તમને એકલા બેસી રહેવું ગમે છે? કંટાળો નથી આવતો? કાંઈ વાતચીતે ય કરતા નથી?' યુવક ચોપડીમાં માથું ઘાલી રાખી નીચી મૂંડીએ કહે, 'તમારા માબાપ મારા પર વિશ્વાસ મૂકીને બહાર ગયા હોય છે કે આ અમારી કન્યા કે વસ્તુ સાથે લપછપ નહિ કરે. એ વિશ્વાસનો ભંગ મારાથી ન કરાય.'

કન્યા કહે, 'પણ જરાક વાતચીતમાં શું બગડી જાય?' એમ કહેતીક યુવકનો હાથ પકડવા જાય છે.

યુવક કહે, 'રહેવા દો, હજી તમારે માબાપ કરી આપે તે બીજાનો હાથ પકડવાનો છે, હાથ એકનો જ પકડાય.'

કન્યા આ યુવકની ગંભીરતા, સંયમ, સંસ્કૃતિ-પ્રેમ વગેરે ગુણો જોઈ એવી આવર્જાઈ ગઈ કે મનમાં નક્કી કરી લે છે કે 'પરણવું તો આ ગુણિયલને જ.' યુવકનો હાથ પકડી કહે છે, 'આ જિંદગીમાં આ હાથ સિવાય બીજો હાથ પકડવો હરામ છે, પ્રતિજ્ઞા.' આટલું કહેવા છતાં યુવક જરા સંયમમાં છે, કશા

અડપલાં નહિ. કન્યાને આના સંયમ, ધીરતા, શાણપણ પર આકર્ષણ વધી ગયું. **સારી સ્ત્રીઓને પુરુષના ગુણોનું આકર્ષણ હોય છે.**

બસ, પછી તો એ કુટુંબ દેશમાં ચાલી ગયું. અહીં કન્યાને લગન માટે માબાપે બીજા ત્રીજા ઉમેદવારની વાત કરતાં કન્યાએ પોતાની ઈચ્છા જણાવી દીધી. એ લોકોએ પેલા યુવકના બાપ પર એના પુત્રને વેરે પોતાની કન્યા દેવાનો પત્ર લખ્યો. હવે ખૂબી જુઓ કે જવાબ આવ્યો કે 'દીકરાને ટી. બી. લાગ્યો છે, માટે રહેવા દો, તમારી કન્યાને દુઃખમાં નથી નાખવી !'

કન્યાના માબાપે કન્યાને કહ્યું 'જો આવો પત્ર છે માટે આ ૩–૪ ઉમેદવારમાંથી પસંદ કરી લે.' કન્યા કહે–'મારે આ જિંદગીમાં બીજાનો હાથ ન પકડવાની મેં એમને કબૂલાત આપી છે, માટે મારે તો એ જ મંજૂર છે.'

શું આ ? લગન, આત્મીયતા. બસ, માબાપે એને એ જ યુવકને પરણાવી, પછી ટી. બી. વધતાં યુવક ગુજરી ગયો, પણ આ ખોજા કન્યા, હવે પત્ની, એને જરાય અફસોસી નથી, એક જ હિસાબ પર કે 'મારે ગુણિયલનો સંપર્ક જોઈતો હતો તે મળી ગયો. હવે એ પાર્થિવ દેહથી નથી છતાં મારા હૈયામાં ગુણદેહથી વસેલા છે, એમના ગુણો મારા દિલમાં રમે છે. એટલે બસ છે'–પછી એ સમાજ-સેવામાં લાગી ગઈ.

બસ, અરિહંત પરમાત્માની અવસ્થાઓનાં ચિંતનથી એમની લગન લાગે; એટલે આપણા હૈયામાં એમના ગુણો રમ્યા કરે.

## ૩. પિંડસ્થ અવસ્થા (જન્મ—રાજ્ય—શ્રમણ)

પ્રભુની પિંડસ્થ અવસ્થા ચિંતવતાં પ્રભુની જન્મ અવસ્થા, રાજ્યાવસ્થા, અને શ્રમણ–અવસ્થા ચિંતવવાની છે; ત્યાં પ્રભુને કહીએ,—

ભગવંત ! તીર્થંકર થવાના અવતારમાં તમારા જન્મના પ્રસંગો કેટલા બધા અદ્ભુત ! પ્રભુ તમે માતાના ઉદરમાં પધારો ત્યાં જ ત્રણે જગતના જીવોને ક્ષણભર અનુપમ સુખનું સંવેદન થાય છે ! કોને ? ઠેઠ સાતમી નરક સુધીના જીવોને ! જેમને ક્ષણના આંતરા વિના સીતમ દુઃખોની વેદના ચાલુ છે એમને પણ !

પ્રભુ ! અહીં તમારું ચ્યવન થતાં જ દેવલોકમાં ઇંદ્રનું સિંહાસન ડોલી ઊઠે છે ! અવધિજ્ઞાનથી જાણી ઇંદ્ર સિંહાસનથી ઊતરી નીચે ઢીંચણ પર રહી હાથ જોડી

શક્રસ્તવથી ગદ્ગદ સ્વરે તમારી સ્તુતિ કરે છે! બીજી બાજુ માતાને ૧૪ મહાસ્વપ્ન આવે છે!' ત્યારે વળી તિર્યક્ જૃંભક દેવતાઓ ગુફાઓ—કોતરો—જંગલો વગેરેમાં સૈકા—જુનાં દટાયેલાં પડેલાં નિધાનો લાવી લાવીને પિતા—રાજાના ભંડાર ભરી દે છે. જેથી એના પર રાજા યથેચ્છ દાન—ઉત્સવ વગેરે કરી શકે. વિચારવા જેવું છે કે જગતમાં કોઈ એવો તીર્થંકરના જીવ જેવો જીવ નથી કે જેના માતાના ઉદરમાં આવવા બરાબર આ અવનવી ઘટનાઓ બનતી હોય. આ તો હજી કાંઈ નથી, તીર્થંકર પ્રભુ જન્મ પામ્યા પછી નિર્વાણ પામે ત્યાં સુધીમાં જે લોકોત્તર ઘટનાઓ બને છે એ અચિંત્ય હોય છે. એની પાછળ કોનો પ્રભાવ કામ કરી રહ્યો હોય છે? કહો, તીર્થંકર નામકર્મ અને એની સાથે સંકળાયેલ બીજી પુણ્યાઈઓનો. એને ઉપાર્જવામાં નિમિત્તભૂત છે,—

## તીર્થંકરપણાના પુણ્યનાં ૩ સાધન

(૧) અત્યંત નિર્મળ સમ્યગ્દર્શન, (૨) વીસસ્થાનકની આરાધના, અને (૩) સર્વ જીવો પર ભાવ કરુણા.

(૧) પ્રભુ! તમારું સમ્યગ્દર્શન કેટલું બધું જ્વલંત! નંદન રાજાને ચારિત્ર લેતાં અટલ શ્રદ્ધા કે જિનવચનકથિત તપના જોર પર જનમ—જનમનાં કર્મોની ભેખડો તૂટી જ જાય,' તે રાજવી શરીરે ચારિત્રનાં કષ્ટ સાથે એક લાખ વરસ માસખમણો પર માસખમણોનાં ભયંકર કષ્ટ ઉપાડ્યાં! કેટલી બધી જોરદાર શ્રદ્ધા! જોરદાર સમ્યગ્દર્શન!

(૨) તીર્થંકરપણાના પુણ્યનું બીજું કારણ વીસસ્થાનકની આરાધના છે. આવડે છે? જાણો છો ૨૦ નામ? ના, કેમ નથી શીખી લીધા? 'એના વિના જીવન ચાલી શકે છે' એમ માની લીધું માટે જ ને? નહિતર જો આ આવડતાં હોય અને વારે વારે મન પર લવાતાં હોય તો એમાંના એક યા બીજા સ્થાનકની આરાધનાં મોકા પર જીવનમાં ગોઠવી દેખાય. ખેર લ્યો અહીં હમણાં જ ૨૦ સ્થાનકનાં ૨૦ પદનાં નામ મોઢે કરી લો.

## વીસ સ્થાનક (૨૦ પદ)

પાંચ પરમેષ્ઠીનાં નામ આવડે છે. એમાં બે નામ ઉમેરી દો. અરિહંત પદ, સિદ્ધ પદ, પછી આચાર્યપદની પહેલાં 'પ્રવચન' પદ; કેમકે પ્રભુએ પ્રવચન—શાસન આપ્યું ત્યારે ગણધર આચાર્ય થયા. 'આચાર્ય' ગણના નેતા છે, એમની પછી

ગણના ચિંતન 'સ્થવિર' જોઈએ. આમ અરિહંત–સિદ્ધ–પ્રવચન–આચાર્ય–સ્થવિર ઉપાધ્યાય—સાધુ, એ પહેલા સપ્તકમાં ૭ પદ. એ પછી નવપદના છેલ્લા ૪ પદ, એમાં અહીં જ્ઞાન પહેલું લેવાનું, પછી દર્શન; કેમકે ગુરુ પાસેથી જ્ઞાન મળવાથી દર્શન આવે. એ પછી ચારિત્ર માટેની યોગ્યતાના પાયામાં વિનય જોઈએ, તેથી 'વિનય' અને 'ચારિત્ર.' ચારિત્ર પછી તપની વચમાં ૨ પદ, શીલ ને ક્રિયા; કેમકે ચારિત્રમાં મુખ્ય બ્રહ્મચર્ય—શીલ. કહ્યું છે,—'શીલ વિના વ્રત જાણજો કુસકા (ડાંગરનાં ફોતરાં) સમ ભાઇ રે' ચારિત્રમાં શીલની સાથે સાધ્વાચાર અર્થાત્ 'ક્રિયા' જોઈએ. એ પછી 'તપ.' એમ બીજું સપ્તક જ્ઞાન–દર્શન–વિનય, ચારિત્ર–શીલ–ક્રિયા–તપ, બોલો ૧૪ પદ તો મોઢે થઈ ગયા? યાદ કરવામાં કેટલો ટાઈમ લાગ્યો.

હવે શીલધર્મ તપધર્મ આવ્યા, તો દાન—ધર્મ કયાં એટલે અહીં ૧૫મા પદે, 'દાન.' દાન તો ગૌતમનું. પોતાની પાસે છે નહિ એવા કેવળજ્ઞાનનું દાન ૫૦ હજાર શિષ્યોને ! પંદરે ય પદ પહેલાં બતાવનાર વિચરતા જિન છે ને એ બતાવે સંયમ–સમાધિ માટે. તેથી ૧૬–૧૭મા પદે 'જિન' અને 'સંયમ–સમાધિ.' જોજો,

**ધર્મ કરીને ચિત્તની સમાધિ મળે તો જ ધર્મ સફળ.** છેલ્લા ૩ પદ અભિનવ (નવીન) જ્ઞાન–શ્રુત અને તીર્થ. આમ એ સપ્તક પછી ૬ પદ દાન–જિન સમાધિ અને નવીનજ્ઞાન–શ્રુત–તીર્થ. એ ૭ મળી કુલ વીસ સ્થાનક.

(૩) તીર્થંકર પદનું ત્રીજું સાધન ભાવકરૂણા : 'પ્રભુ તમે જગતના જીવ માત્રની કરુણા કેવી અનુપમ ચિંતવી કે 'આ બિચારા જીવો કર્મ પિશાચથી પીડાય છે એમને કેમ શાસનરસિક બનાવું, જેથી એમાંથી છૂટી મોક્ષ પામે.' જગતના જીવો કુદરતના બાળ છે, તે જાણે કુદરત–માતા પોતાના બાળની દયા કરનાર તીર્થંકર પ્રભુનાં કેવા સન્માન કરે છે ! ચ્યવન થતાં એની જાણ માટે ઈન્દ્રનાં સિંહાસન ડોલે ! શરીર–ધાતુ–રૂપ–વગેરે અનુપમ ! જનમનાં ઈન્દ્ર–મહોત્સવ ! ૮ પ્રતિહાર્ય ! સમવસરણ ! સુવર્ણ કમળ !...

## જન્મ અવસ્થા

પ્રભુ ! તમારો જન્મ થતાં ૫૬ દિક્કુમારી જન્મોત્સવ કરવા આવે ! પ્રભુઘરની આસપાસ જોજન ભૂમિ સાફ કરી સુગંધિત પાણીના છંટકાવ ! સ્નાત્ર ભણાવવું છે ? આસપાસની ભૂમિ સુગંધિત કરો. દિક્કુમારીઓ ૩ કેળના ઘરમાં પ્રભુ અને પ્રભુની માતાને મજ્જન–સ્નાન અને દિવ્ય વસ્ત્ર–અલંકાર સજાવવાનું કરે છે.

આ પત્યું કે ઇંદ્ર પ્રભુને મેરુ શિખર પર જાતે લઈ જાય છે. જો જો હો સેવક દેવતા પાસે નહિ. 'પુજારી ! ભગવાન બહાર પધરાવો સ્નાત્ર ભણાવવું છે,' અવિનય નહિ ? બે બાજુ ચામર, ઉપર છત્ર, આગળ છડી, વજ્ર માટે પોતે જ ચાર રૂપ કરે ! મેરૂ પર પ્રભુના માથે ૧ ક્રોડ ૬૦ લાખ કળશાનો અભિષેક થાય ! પહેલો અભિષેક બોલીથી નહિ, પણ સૌથી વડેરા અચ્યુત ઇન્દ્રનો જન્મસિદ્ધ હક. હાલ સીતાજી અચ્યુતેન્દ્ર છે. એ પહેલો અભિષેક અસંખ્ય તીર્થંકર દેવોના કરશે ! ત્યારે પુર્વભવે અરિહંતભક્તિ એમનો દિલમાં કેવી વસી હશે ! એ માટે સંસારના રાજશાહી સુખો ફેગાવી દીધેલાં ! 'મારે મન એક રામ'માંથી 'મારે મન એક અરિહંત'માં આવી તપ-સંયમનાં કષ્ટ ઉપાડેલાં ! એ સમજતા, -'**દેવ-ગુરૂની જ ભકિત તારણહાર છે.**'

ભાટ-બ્રાહ્મણને પત્ની ટોણો મારે છે. 'રસોઈની શી ઉતાવળ કરો ? જલ્દી જઈને કયો હાથી કમાઈ લાવવાના છો ?' આ કહે, 'લાવું ત્યારે ખરો.' બધે ફર્યો, હાથી ન મળ્યો. આગ્રામાં હીરસૂરિજી મહારાજ પાસે વ્યાખ્યાન બાદ ગુરુના સુંદર ગુણ ગાયા. સંઘ મોવડી સદારંગશેઠ કહે, 'માંગ શું જોઈએ ?' 'હાથી જોઈએ. હજાર રૂપિયાથી ન માન્યો. શેઠે ઘરેથી હાથી મંગાવી ગુરુ આગળ ગહુંલી કરી ઉપર સંકલ્પ્યો. 'લે લઇ જા હાથી.' સ્થાનિક બારોટ કહે, 'આ તો ગહુંલી પરનો તેથી અમારા હકનો.' શેઠે બીજો હાથી મંગાવી પેલાને ભેટ કર્યો. ગુરુ ભક્તિ તારણહાર.

ઇંદ્રોના અભિષેક પછી ગદ્ગદ સ્વરે ઇંદ્ર સ્તુતિ કરે છે,-સ્વર્ગમાં જે આનંદ નહિ એવો આનંદ તમારી ભક્તિમાં આવ્યો !' શી રીતે ! અવધિજ્ઞાનથી નરકાદિમાં જન્મ-જીવન-મરણની જાલિમ ત્રાસ વિટંબણાઓ નજરે જુએ છે એને ટાળનારા પ્રભુ મળ્યા ! તેથી અદ્ભુત ભક્તિ ને આનંદ !

ઇન્દ્રો આ ઊંચી ભક્તિ કરે ત્યારે પ્રભુને લેશમાત્ર અભિમાન નહિ કે 'કેવાંક મારાં સન્માન' એમ ઘરમાં પ્રભુનાં ઊંચા લાલનપાલન છતાં પ્રભુ મહાવૈરાગ્યમાં ઝીલે ! તેમ જ લગ્ન અને રાજ્ય માટે પ્રભુને મનાવવા પડે. મનામણીથી મળેલ રૂપસુંદરી અને રાજ્ય પર પણ પ્રભુ અનાસક્ત ! વાહ પ્રભુ ધન્ય અવતાર તમારો !

---

૧૩.

# અવસ્થા ચિંતન-શ્રવણ અવસ્થા



પરમાત્મ-ભક્તિના વિષયમાં પ્રભુની અષ્ટપ્રકારી પૂજા પછી હવે પરમાત્મામાં ઠરવાનું છે; કેમકે આપણે બહારમાં દા. ત. જમણમાં, પૈસામાં પરિગ્રહમાં ઠરીએ છીએ અને એથી સંસારની સાંકળો મજબુત કરીએ છીએ તે હવે પ્રભુમાં ઠરીએ તો એ સાંકળો તૂટે. **પ્રભુમાં ઠરવાનું. પ્રભુની પિંડસ્થાદિ ત્રણ અવસ્થાનું વિસ્તારથી અહોભાવ સાથે અને ગદ્‌ગદ્ દિલે ચિંતન કરીએ, તો જ બને.**

## પ્રભુની શ્રમણ-અવસ્થા

'પિંડસ્થ અવસ્થા'માં જન્મ અને 'રાજ્ય-અવસ્થા' અંગે ભાવીએ,— 'પ્રભુ ! તમને ૬૪ ઇન્દ્રો અને ક્રોડો દેવોના સન્માન મળવા છતાં લેશ પણ અભિમાન-અહંકાર ન થયો ! અમને એક દેવતા ય સન્માન કરવા નવરો નથી છતાં અહંકાર છોડાતો નથી. તમારે મહારાજ્ય-વૈભવ છતાં આસક્તિ ન થઈ ! કેમકે તમારે મન મહાકિંમતી પણ બાહ્યનું કશું મહત્ત્વ નથી ! ત્યારે પ્રભુ ! હું તો તણખલાને (દાંતસળીને) પણ મહત્ત્વ આપું છું. કેવી મારી કંગાળ દશા ! કેવી આપની બાદશાહી અવસ્થા !

'શ્રમણ-અવસ્થા' માં ભાવીએ,– 'પ્રભુ ! આપનો સંસાર ત્યાગનું કેવું ભારી પરાક્રમ ! તમારે તો આ ભવમાં નિશ્ચિત કેવળજ્ઞાન, નિશ્ચિત તીર્થંકર પદવી, અને નિશ્ચિત મોક્ષ છતાં વૈભવ-વિષયોથી લચબચતા સંસારને તમે ફગાવ્યો ! અને કઠોર સંયમ અને ઘોર તપસ્યાનો માર્ગ લીધો કેટલું ભવ્ય પરાક્રમ !

મહાવીર પ્રભુનો તપ કેવો ઘોર ! દીક્ષા લીધી ત્યારથી છટ્ઠના પારણે છટ્ઠનો ઓછામાં ઓછો તપ ! બાકી વધારેમાં બે વાર ૬-૬ માસના સળંગ ઉપવાસ !

૯ વાર ચાર ચાર મહિનાના સળંગ ઉપવાસ! અસાડ પુનમે ખાવાપીવા પર તાળું લગાવ્યું, તે કારતક પુનમે જ ખૂલે! ૧૨ાા વર્ષમાં ૧૨ાા વરસ જેટલા ઉપવાસ!

કેમ આટલી બધી તપસ્યા? પ્રભુએ જોયું છે કે **આ માનવકાયા મળી છે તે તપ-સંયમથી જનમ-જનમનાં કર્મની ભેખડો તોડી નાખવા મળી** છે, કેમકે કર્મોને ખત્મ કરી નાંખનાર આવી બીજી કોઈ કાયા નથી; તો આ કાયાથી એ જ કામ કરી લેવા દે. નહિતર આત્માનું હિત બગાડી નાશવંત કાયાના મોહ પાછળ આત્માને કૂચે મરવાનું થાય, કુટાવાનું જ થાય.

**કાયા અને આત્માનો ભેદ સમજાઈ જવો જોઈએ; તો મોકો આવ્યે કાયાના આનંદ બાજુએ મૂકી દેવાય.**

વિલાયતમાં એક ડોકટર બ્રેકેટને એક ક્રોમવેલ નામની કન્યા સાથે પ્રેમ હતો. પરસ્પર ફોનમાં પ્રેમગોષ્ઠી કરે, ફરવા જાય, કન્યા મળવા-ફરવા જવાનો સમય આપે તે સમય ડોકટર બરાબર સાચવે. એમાં એક વાર કન્યાએ આપેલા સમયે ડોકટર બહાર ફરવા નીકળવા જાય છે ત્યાં જ એક હબસી બાઈ આવી કહે છે, 'ડોકટર! મારો છોકરો મરવા જેવો થઈ ગયો છે, હમણાં ને હમણાં ચાલો.'

ડોકટર શાણો માણસ તે એના ઘેર ગયો, છોકરાની રાતભર ટ્રીટમેન્ટ કરી, અને છોકરો ઘાતમાંથી બચી ગયો. પણ અહીં ક્રોમવેલ છંછેડાઈ ડોકટરને ધમકાવે છે, 'કેમ આપેલા સમયે ન આવ્યા?' ડોકટર હકીકત કહી સમજાવે છે, તો ય નથી સમજતી. ત્યારે ડોકટર કહે, 'તારી પાસે માતૃ-હૃદય હોય, તો તું સમજી શકે છે કે દીકરો મરવા જેવો થઈ ગયો હોય તો તને કેટલું દુઃખ થાય!' છતાં ક્રોમવેલ ન સમજી. ડોકટરે માપ કાઢી લીધું કે, 'મારી સેવાની આને કદર નથી, તો કદરહીનની સાથે શા જીવન-સંબંધ બાંધવા?' કહી દીધું, 'તારા મારા સંબંધ પૂરા.' પછીથી ડોકટરે જોયું કે, 'આ બધી જમાત એક સરખી. બીજી ય કન્યા શોધું એનો પણ શો ભરોસો કે એ કેવી નીવડે? **પત્ની એ જનસેવાના કાર્યમાં આડે આવે, માટે પરણવું જ નથી.'** ડોકટર જીવનભર કુંવારો રહ્યો.—શું કર્યું? કાયાના આનંદ જતા કરી આત્માનાં હિત જોયાં.

પ્રભુએ કાયાનાં કષ્ટ કેમ ઉપાડ્યાં? જોયું કે, 'આજ સુધી હુલાવેલી-ફુલાવેલી કાયાએ જ આત્માનું કૂટિયું કર્યું છે. તો હવે આત્મહિત માટે કાયાનું કૂટિયું કરવું.'

'આ માટે પ્રભુ! તમે અભિગ્રહો પણ કેવા કેવા કઠિન સ્વીકારતા!' એક વાર તો 'રાજકુમારી હોય, દાસપણું પામી હોય, માથું મૂંડેલું હોય, પગમાં

બેઠી હોય, ત્રણ દિવસની ભૂખી હોય, ખાવા અડદના બાકળા લીધા હોય, ઉંબરા વચ્ચે બેઠી હોય, મધ્યાહ્ન વીતી ગયો હોય, એ રોતી રોતી વહોરાવે તો ભિક્ષા લેવી.' કેટલી કલમો ? શે પૂરાય આ અભિગ્રહ ? બસ લગભગ ૭ મહિના ફર્યા ! ભિક્ષા ન મળી. ૭ માસમાં પાંચ દિવસ બાકી ત્યાં ચંદનબાળા એવી મળી. પરંતુ ચંદનાને એક સાધુની ય આશા નહિ ત્યાં પ્રભુ આંગણે પધાર્યા તો એનો ભારે હરખ છે ! રોતી નથી, એટલે અભિગ્રહમાં એક કલમ ખૂટી. પ્રભુ પાછા વળ્યા ત્યાં ચંદના ધ્રુસકે રડી. પિતાનું રાજ્ય ગયું, મા જીભ કરડીને મરી, પોતે બજારમાં વેચાણી, પાલક પિતા ધના શેઠની પત્નીએ એનું માથું મૂંડાવી ભોંયરામાં પૂરી, પગમાં બેડી નાખી, છતાં ચંદનબાળા ક્યાંય રડી નથી. એ અહીં કેમ રડી ? 'મારા પ્રાણાધાર ૭ ૭ મહિનાના ઉપવાસ પછી પણ વહોર્યા વિના પાછા જાય ? વીનવે છે,–'આવો આવો યશોદાના કંત ! **અમ ઘેર આવો...એક શ્વાસમાંહી સો વાર સમરું તમને રે.'** ચંદના રોઈ એટલે પ્રભુ પાછા આવે છે. હવે તો ચંદના હસતી થઈ જાય ને ? અને તો તો 'રોતી વહોરાવે' એ ક્યાં રહ્યું ? પરંતુ એનું પૂર્વનું રુદન એટલું જોરદાર હતું કે એના ધ્રુસકા ચાલુ છે, માટે રોતી જ છે અને પ્રભુએ ત્યાં વહોરી પારણું કર્યું. શાનું ? અડદના બાકળાનું ! એના પર પાછું છઠ્ઠના પારણે છઠ્ઠ ચાલુ ! ધન્ય પ્રભુ ! ધન્ય તમારી આત્મદૃષ્ટિને !

'પ્રભુ ! આપે કડક અભિગ્રહો ઉપરાંત પરિષહો ઉપસર્ગો કેવા સહ્યા ! સાડા બાર વરસમાં પ્રભુ જમીન પર પલાંઠી માંડીને બેઠા નથી; ત્યાં સૂવાની વાત જ ક્યાં ? આહાર–વિહાર–નિહાર સિવાય નિત્ય કાયોત્સર્ગ–ધ્યાનમાં ! માખી–મચ્છર–ડાંસના જુલ્મ કેવા ? પરંતુ એને ઉડાડવાની ય વાત નહિ !' પ્રભુએ આટલા બધાં કષ્ટ કેમ સહ્યાં ? કહો, **નાશવંત જડ કાયામાં મોહિત થઈ, અવિનાશી આત્માનાં કલ્યાણ ન વિસારાય.** કાયાને કષ્ટ પડે છે ? ફિકર નહિ. **'કષ્ટ સહો' એ જીવનસૂત્ર બનાવ્યું.**

ધન્ય પ્રભુ ! ધન્ય જીવન ! શક્તિ તો અનંત હતી, જન્મીને મેરુ ડોલાવવાની તાકાત ! એમને યુવાનીમાં તાકાત કેટલી ? આટલી તાકાત છતાં પ્રભુ ! આપે હાલી મવાલી જેવા અનાડીઓના પણ પારાવાર ઉપદ્રવ સહ્યા !...પ્રભુ ! આપે એ પોતાના જીવનમાં સહી બતાવ્યું ત્યારે તો આપના ભક્તો પણ અવસર આવ્યે કેવું કેવું સહી લે છે !

રતિસુંદરી રાજરાણી રૂપ રૂપનો અંબાર તે એને કબ્જે કરવા મોટા રાજાએ એના પતિ રાજા સાથે યુદ્ધ કરી જીતીને રાણીને ઉપાડી ચાલતો થઈ ગયો. પોતાના મહેલમાં રતિસુંદરીને કહે, 'તું પટરાણી થા...' આ મહાન સતી છે.

એણે જોયું કે 'આ મારા રૂપાળા શરીર પર કામાંધ બન્યો છે તો રૂપને તોડી નાખું જેથી એની સાન ઠેકાણે આવે,'! કેમ? શીલ પર આપત્તિ છે તો એકદમ આપઘાતનો વિચાર નહિ; કારણ? એને મરવાની ગભરામણ નથી, પરંતુ **માનવ-જનમ એ સુકૃતો ભરવાનો નિધિ છે, એને એમ જ વિણસાડી ન નખાય.**

રાજાને કહે, 'તમે જાણો છો મને હમણાં કેટલું દુઃખ હોય? ચાર મહિના ઠહેરી જાઓ. પછી વિચાર કરીશ. પરંતુ તમારે ચાર મહિનામાં એક પણ દિવસ અહીં આવવાનું નહિ!' રાજાએ કબૂલ કર્યું...રતિસુંદરીએ ભારે તપસ્યાઓ અને પારણે ભારે ત્યાગ કરી કરી કાયા સુક્કી ફિક્કી પાડી દીધી. રાજા આવ્યો, જોઈને ચોંકી જઈ કહે, 'આ શું? બિમારી?' ના, આ તો પતિના સ્મરણમાં તપસ્યા કરી. પરંતુ આવી કાયા પર તમને હવે શો મોહ થાય છે? રાજા કહે, 'મોહ? અરે! આ તો પારણાં કરશે એટલે આઠ દહાડામાં લષ્ટપુષ્ટ થઈ જવાની, લે મારા હાથે પારણું કર!'...

રતિસુંદરીએ જોયું, 'હજી આ મોહાંધ છે.' એણે ખાનગીમાં મીંઢળનો ધસારો તૈયાર કરાવ્યો. પારણું કરતાં કરતાં વચમાં પી લીધો. બસ, થોડી વારમાં ત્યાં જ ઢગલો ઉલ્ટી થઈ! રાજાને કહે, 'જુઓ આ કાયામાં શું ભર્યું છે એ દેખાય છે ને? કાયા તો ગંદકીનો ગાડવો છે. એમાં વળી આ ફિક્કી કાયા, એના પર મોહ?' રાજા કહે 'અરે! એ તો દુનિયામાં છે જ. પણ ફિક્કી કાયામાંય જોને આ તારી આંખો કેવી હરણી જેવી ચળકે છે!' રતિસુંદરીએ જોયું કે 'આને હજી ય મોહ છે, તો તો હવે આને બુઝવવા છેલ્લો ઉપાય કરી લેવા દે. એણે તરત ઊઠી છરી લઈ પોતાની આંખમાં ઝટપટ ખોસી આંખના બે ગોળા કાઢી, રાજાને કહે, 'લ્યો આ આંખો તમને ગમે છે, તો તિજોરીમાં રાખી મૂકી રોજ આને જોઈ ખુશી થજો.'

બસ, અહીં રાજાનો ઉન્માદ ઊતરી ગયો. પારાવાર ખેદ કરે છે, 'હાય! હાય! આં મેં મહાપાપીએ શું કર્યું? એક તો પરસ્ત્રી ઉપાડવાનું પાપ, એમાં વળી સતીની આંખો ફોડાવી? મારા જેવો નરાધમ જગતમાં નહિ હોય. બસ, હું જીવવા લાયક નથી, મરું.' ત્યાં સતી કહે, 'મહાનુભાવ! મારી આંખો તો લેખે લાગી! એણે તમારો મોહ ઉતારી તમને નરક–પતનના પાપથી બચાવી લીધા! મને આંખ વિના માત્ર આ જનમમાં થોડી તકલીફ; તમને મોહ રહી ગયે જનમ-જનમ દુર્ગતિઓના જાલિમ દુઃખ આવત. મને કશું દુઃખ નહિ, બલ્કે આનંદ છે. ચિંતા ન કરો.' શાસન દેવતાએ આંખ સાજી કરી દીધી. રાજાએ માનભેર સતીને એના નગરે મોકલી દીધી.

સતીએ આત્મહિત ખાતર કેવું કેવું સહ્યું ! કેવાં કષ્ટ ઉપાડ્યાં !

પ્રભુ ! તમે તો સહવામાં કમાલ કરી. આર્યદેશમાં ઉપદ્રવ ઓછા તેથી અનાર્ય દેશમાં પધાર્યા ! જેથી **ભારે ઉપદ્રવોથી ભારે કર્મક્ષય થાય.** ત્યાં અનાર્યોએ કેવાં કેવાં કષ્ટ આપ્યાં ! છતાં પ્રભુ ! તમે ક્ષમા સમતા જ રાખી !

પ્રભુ ! આપે અપરાધી પર કરુણા, ઘોર કષ્ટમાંય સહિષ્ણુતા, શત્રુ પર પણ દિલાવર દિલ વગેરે કેવા કેળવ્યા ! ચંડકોશિયા ભયંકર સાપને બુઝવવા એના સીમાડામાં રહ્યા ! એણે બચકા ભર્યાં, લોહી કાઢ્યું છતાં 'બુજ્ઝ બુજ્ઝ ચંડકોસિયા !' એવા પ્રેમના શબ્દોથી આપે એને સજાગ કર્યો ! ૭ માહના ઉપસર્ગો કરીને જતા સંગમ દેવના ભાવી દુઃખ પર આપે આંસુ સાર્યાં.'

પ્રભુ તમે દુષ્ટો પર પણ એવાં વાત્સલ્ય વરસાવ્યાં ! પોતાને સહવા પડેલા જાલિમ ત્રાસ ન ગણ્યા, પણ સામાનાં દુઃખ જોઈ એના પર હેત કરુણા ઉભરાવી !

શ્રમણ–અવસ્થાનું ચિંતન કરી કરી પ્રભુના અસાધારણ ગુણો–સુકૃતો અને **સાધનાઓની ૧ગદ્ગદ દિલે અને ૨અહોભાવ સાથે ૩અનુમોદના કરવાની છે,** એથી ભરપૂર શુભ અનુબંધો ઊભા થાય છે, જે ભવાંતરે ધર્મ–બુદ્ધિ આપે છે. શાસ્ત્રો કહે છે,–'સુકૃત–અનુમોદનાથી શુભ અનુબંધો ઊભા થાય, દુષ્કૃત–ગર્હાથી અશુભ અનુબંધો તૂટતા આવે.' ત્રિપૃષ્ઠ વાસુદેવના ભવે તીવ્ર દ્વેષ–સંકલેશથી શય્યાપાલકના કાનમાં સીસુ રેડાવી તીવ્ર અશુભ અનુબંધ ઊભા કરેલા. એથી ભવે ભવે પાપ–બુદ્ધિ રહેલી, પરંતુ પ્રિયમિત્ર ચક્રી–મુનિ અને નંદન રાજર્ષિના ભવે દુષ્કૃત–ગર્હાથી એ અશુભ અનુબંધોને તોડી નાખ્યા ! તો છેલ્લા ભવે કાનમાં ખીલા ઠોકાતાં લેશ પણ પાપબુદ્ધિ ન થઈ. **શુભ અનુબંધો જબરદસ્ત મૂડી છે, દર્શન–પૂજા વગેરે દરેક અસંગે ગદ્ગદ દિલે પ્રભુના સુકૃતો યાદ કરી કરી આ મૂડી ઊભી કરાય તો મહાલાભ થઈ જાય.**

## પદસ્થ–અવસ્થા

પ્રભુ ! તમે કેવળજ્ઞાન થતાં તીર્થંકર–પદ પામ્યા, ત્યાં અષ્ટપ્રાતિહાર્ય, ૩૪ અતિશય, સમવસરણ, ચાલતાં ૯ સુવર્ણ કમળ,...વગેરે કેવું અદ્‌ભુત ઐશ્વર્ય પામ્યા ! ગણધરો સ્થાપ્યા, ત્રિપદી આપી, એમણે દ્વાદશાંગી આગમની ને એમાં ૧૪ પૂર્વોની રચના કરી, આપે ચતુર્વિધ સંઘ સ્થાપ્યો.

આ બધો શાનો પ્રતાપ? પ્રભુએ જાતે ઉત્કૃષ્ટ સાધના કરી એનો. 'કોઈ સાધના કરે, ને આપણે તરી જઈએ,' એ ન બને. તથાગત બૌદ્ધને પ્રસિદ્ધ આમ્રપાલી વેશ્યા કહે, 'પ્રભુ! હું પતિત છું', કાંઈ સાધના કરી શકતી નથી. આપના કોઈ શિષ્ય પાસે મારા વતી સાધના કરાવો તો મારું કલ્યાણ થાય; અને લ્યો આ ક્રોડ રૂપિયા વાપરજો.' બુદ્ધ કહે, 'અમારે રૂપિયાની તો જરૂર નથી. પણ એક કામ કરો, અમારા આશ્રમમાં અંધારું છે, તો તમારા સાત માળના મહેલમાં દીવા કરાવો, જેથી અહીં પ્રકાશ થાય.' આમ્રપાલી કહે, 'પ્રભુ! ગાંડા થયા ગાંડા? મહેલ ક્યાંય દૂર, તેના દીવાથી અહીં અજવાળું થતું હશે?' 'તો પછી હે ભગિની! કોઈની સાધનાથી તમારા આત્મામાં અજવાળું થતું હશે?' આમ્રપાલી સમજી ગઈ, સંસાર ત્યાગ કરી બૌદ્ધ ભિક્ષુણી થઈ ગઈ!

**પદસ્થ અવસ્થામાં** પ્રભુના ઐશ્વર્ય ઉપરાંત પ્રભુના ૩ પ્રકારના ઉપકાર ચિંતવવા (૧) તત્ત્વપ્રકાશ, (૨) માર્ગદાન, અને (૩) આલંબન દાન.

પ્રભુ! આપે કેવા અદ્ભુત જીવ–અજીવ વગેરે નવતત્ત્વનો પ્રકાશ આપ્યો! એમાં હેય–ઉપાદેયનો જબરદસ્ત વિવેક આપ્યો. કેવો વિવેક? આશ્રવ એ સર્વથા હેય, સંવર એ ઉપાદેય. આ વિવેકથી યોગ્ય નિવૃત્તિ અને પ્રવૃત્તિ આવે. ધન ઉપાદેય નહિ, દાન ઉપાદેય. (૨) પ્રભુએ સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર–તપનો મોક્ષમાર્ગ આપ્યો. (૩) પ્રભુ આપણને દરેક સાધનામાં જબ્બર આલંબનનું કામ કરે છે, માટે આલંબનદાનનો ત્રીજો ઉપકાર.

**રૂપાતીત અવસ્થામાં** પ્રભુની અનુપમ અનંત સુખમય મોક્ષ–અવસ્થા ચિંતવવાની......

---

## સમજાતું નથી...

ભીંત પરનો રંગ ઉખડી જતા અકળામણ અનુભવતા અમે ભારે પ્રસન્નતાપૂર્વક શરીર પરથી જીવતા ચામડાં ઉતરાવી રહેલા ખંધકમુનિવર નજર સામે આવતાં જ સ્તબ્ધ બની જઈએ છીએ!...શી રીતે આવી તાકાત તેમનામાં આવી હશે?...એ જ સમજાતું નથી...

# * આત્માની ઉત્ક્રાન્તિ *

## ભૂમિકા

જન્મ પામનારા આ જગતમાં જીવે છે તો બધા ય...પરંતુ જીવવા જીવવામાં ફેર છે...અજ્ઞાની જીવે છે પુદ્‌ગલને પ્રધાન બનાવીને...જ્ઞાની જીવે છે આત્માને પ્રધાન બનાવીને...અજ્ઞાની બે પૈસા ખાતર પણ ભયંકર કષાયો કરે......જ્ઞાની બે લાખ રૂપિયા ગયા હોય તો ય સમતા રાખે......અજ્ઞાનીની ફરિયાદ તુચ્છતાના ઘરની...જ્ઞાનીની ફરિયાદ સાત્ત્વિકતાના ઘરની...એટલે તો જ્ઞાનસારમાં પૂ. ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે અજ્ઞાનીને ભૂંડ સાથે સરખાવ્યો છે...ભૂંડ જન્મે-જીવે અને મરે વિષ્ટામાં...અજ્ઞાની જન્મે-જીવે-મરે પુદ્‌ગલોની બોલબોલામાં...જ્યારે જ્ઞાનીની વાત ન્યારી છે.....માનસરોવરના હંસ જેવું તેનું જીવન હોય છે..... આત્મગુણોની પ્રાપ્તિ કેમ થાય તેના લક્ષ્યપૂર્વક જ તે જીવે છે...

ત્યારે તો યુદ્ધના મેદાનમાં વાલીએ રાવણને શ્રાવકપણાની યાદ અપાવી... આપણે બન્ને ભગવાન જિનેશ્વરદેવના શાસનને પામ્યા છીએ.....ઝઘડો આપણા બે વચ્ચે છે...તેમાં આ સૈન્યનો કચ્ચરઘાણ શું કામ કરવો?......' આની સામે રાવણ પણ ધર્માત્મા જ છે...તેથી તો વાલીની આ વાતને તેણે વધાવી લીધી... યુદ્ધમાં વાલી વિજેતા થવા છતાં, 'પુણ્યના ભરોસે રહેવા જેવું નથી.' એ વિચારે ચારિત્રના માર્ગે નીકળી ગયા...એટલું જ નહિ, પોતાના નાના ભાઈને રાવણની આજ્ઞામાં મૂકતા ગયા...!...જ્ઞાનીની જીવનચર્યા જ ન્યારી !

આપણને મળેલું જીવન આપણે જો જિનાજ્ઞાને નજર સામે રાખીને જીવીએ તો ન્યાલ કરી દે તેવું છે...જિનાજ્ઞાની ઉપેક્ષા કરીને જીવીએ તો બેહાલ કરી દે તેવું છે!!..

જિનાજ્ઞાની ઉપેક્ષા કરાવનાર તત્ત્વોને એક વાર વ્યવસ્થિત ઓળખી લઈએ તો તેની પાછળ જીવન બરબાદ કરી દેવાની આપણી અત્યારે જે પ્રવૃત્તિઓ ચાલે છે તે એની મેળે જ બંધ થઈ જાય.

એક માણસે તિજોરીમાં રહેલા રૂપિયાઓને પૂછ્યું, 'તમને મેળવવા... તમને સાચવવા અનેક પ્રકારના અન્યાયો–પ્રપંચો કર્યા છે...જીવો પ્રત્યે નિર્દયતા-ક્રૂરતા આચરી છે...સાતક્ષેત્ર અનુકંપા એ સઘળાયની ઉપેક્ષા કરી છે. મારા મર્યા પછી મારી સાથે તમે ક્યાં સુધી આવશો ?'

'અહીંથી એક ઇંચ પણ અમે ખસવાના નથી'...રૂપિયા બોલ્યા.

'પણ તમારી ખાતર શાંતિથી ખાધું નથી...મઝેથી ઊંઘ્યો નથી તો ય મારી આટલી બેકદર ?!'

'જો વધુ બોલીશ જ નહિ...નહિતર કડવું સત્ય એ છે કે તારા મર્યા પછી તને બાળવાનાં લાકડાં પણ અમે જ લાવવાના છીએ...બોલ, હવે કાંઈ કહેવું છે ?'

પેલો માણસ તો આ સાંભળી સજ્જડ થઈ ગયો...!

પછી પોતાની પત્નીને પૂછ્યું, 'તારી ખાતર તો આ જગતમાં સર્વોત્તમ ગણાતા બ્રહ્મચર્ય વ્રતને ગૌણ કર્યું છે. મારા તમામ સત્ત્વને તારી પાછળ નિચોવી નાખ્યું છે...બોલ, મારા મોત પછી મારી સાથે તું ક્યાં સુધી ?'

'વધુમાં વધુ આંગણા સુધી! એથી આગળ તો નહિ જ !'

પોતાના લાડકવાયા પુત્રને પૂછ્યું, 'બેટા ! તું મારી સાથે ક્યાં સુધી? વારસામાં તને સંપત્તિ આપવા માટે મેં ધર્માદા ખાતાઓની ઉપેક્ષા કરી છે...તને ધનનો વારસો આપવા માટે ડગલે ને પગલે જૂઠ બોલ્યો છું !'

'બાપુજી! મારે સ્મશાન સુધી તો આવવું જ પડશે ને ? કારણ તમને બાળવાનો આદેશ વગર ઉછામણીએ મને જ મળ્યો છે! હું તો બહારગામ ગયો હોઈશ તો ય તમને બાળવા મારે આવવું જ પડશે!'

પેલા માણસની આંખમાં આંસુ આવી ગયાં.

પોતાના શરીરને પૂછ્યું, 'જન્મ્યો ત્યારથી આખી જિંદગી તારી આળપંપાળ કરવામાં પૂરી કરી છે......ન ખાવાનું ખાધું છે......ન બોલવાનું બોલ્યો છું...ન આચરવાનું આચર્યું છે.....તપ–ત્યાગની ઘોર ઉપેક્ષાઓ કરી છે. તારી ખાતર જિનાજ્ઞાને તો કોરે જ મૂકી દીધી છે...બોલ, તું મારી સાથે ક્યાં સુધી ?'

'હું ?..વધુમાં વધુ ચિતા સુધી ! એથી આગળ તો નહિ જ !'

પેલો માણસ આ સાંભળીને બેભાન થઈ ગયો !

જે કંચન, કામિની, કુટુંબ, કાયા ખાતર આખી જિંદગીમાં ભરચક પાપો કર્યાં તે બધા આ જનમ સુધી જ સાથે ? તે બધાયની ખાતર કરેલાં પાપો જનમ-જનમ ભટકાવ્યા કરે...આત્માને દુર્ગતિમાં રઝળાવ્યા કરે...પરમપદની પ્રાપ્તિને વધુ ને વધુ દૂર ઠેલ્યા કરે...

જિનાજ્ઞાની ઘોર ઉપેક્ષા કરાવનારા આ તત્ત્વોને આપણે વ્યવસ્થિત ઓળખી લઈએ...પછી ચાલ્યા જઈએ જિનાજ્ઞાપાલનના માર્ગે !

સર્વ પાપોથી મુક્ત બનાવનારું... સર્વ જીવોને અભયદાન આપનારું સંયમજીવન આવા વિલાસી કાળમાં આજે પણ પામી શકાય તેમ છે. જે સંયમજીવનની પ્રાપ્તિ થયા પછી આત્મામાં પ્રગટતો આનંદ એ આ દુનિયાના કોઈપણ સુખની તોલે આવે તેમ નથી....તે સંયમજીવનની પ્રાપ્તિ સુલભ બનાવવા માટે જીવનમાં શક્ય વિરતિ લાવવી જ જોઈએ.

વરસો પહેલાં થઈ ગયેલા પૂજ્યશ્રી સોમસુંદરસૂરિ મહારાજ પોતાના વિશાળ પરિવાર સાથે વિહાર કરતા હતા...અચાનક તેઓશ્રીને સર્પ કરડ્યો...શરીરમાં ઝેર ફેલાવા લાગ્યું......બેભાન થઈ ગયા.....ઔષધિનો જાણકાર શિષ્ય બાજુમાંથી વનસ્પતિનું એક પાંદડું લઈ આવ્યો...ઘસીને તેનો રસ ડંખના ભાગે લગાડ્યો. ઝેર ઊતરી ગયું...આચાર્ય ભગવંત સ્વસ્થ થઈ ગયા.....પછી બધી હકીકતોનો તેઓશ્રીને ખ્યાલ આવ્યો...તરત જ બોલ્યા. મારા નિમિત્તે વનસ્પતિના એક જીવની વિરાધના થઈ છે તેના પ્રાયશ્ચિત તરીકે યાવજ્જીવને માટે છ યે વિગઈઓનો મારે ત્યાગ છે !

આવી જીવમાત્ર પ્રત્યે વાત્સલ્ય-મૈત્રીભાવને પેદા કરનારી સંયમજીવનની પ્રાપ્તિ સુલભ હોવા છતાં પણ જો જીવન અનાદિના રાહે જ ચાલતું હોય..... તિર્યંચાદિના ભવોમાં જે કર્યું તે જ કરવામાં પૂરું થતું હોય તો આપણી કમનસીબીનું વર્ણન થાય તેમ નથી...કાળ કેવો વિષમ છે ! ચારે ય બાજુ આત્માને પાપી બનાવનારા કુનિમિત્તોના ઢેરના ઢેર ખડકાયા છે...અનાદિના કુસંસ્કારો અને બીજી બાજુ કુનિમિત્તો...આ બંને ચીજોએ આત્માને મળેલી સુંદરમાં સુંદર સામગ્રીનો પણ સદુપયોગ કરવા દીધો નથી...સારા સ્થાનને-સારી સામગ્રીને પણ નિષ્ફળ બનાવી દેવાનાં કામ આ કુસંસ્કારો અને કુનિમિત્તોએ કર્યાં છે...તેની સામે વર્તમાનકાળમાં આપણે અનેક રીતે બચી જઈએ તેવા લોકોત્તર જિનશાસનને ...ન પુણ્યોદયે પામ્યા છીએ...આ શાસનના પ્રત્યેક અનુષ્ઠાનમાં આત્મકલ્યાણ દેવાની તાકાત પડી છે...

પેલો દારૂડિયો, 'રેશમની ગાંઠ છોડયા પછી જ દારૂ પીવાનો નિયમ લઈ, તેને મરણાન્ત કષ્ટમાં પણ વળગી રહ્યો તો દેવાત્મા બન્યો...

આવા તો અનેક દૃષ્ટાંતો શાસ્ત્રોના પાને નોંધાયાં છે...આપણને એ ભારે પ્રેરણાદાયી બને તેમ છે...આ બધી વાતો આપણા જીવનમાં ચમત્કાર ત્યારે જ સર્જી દે કે જ્યારે આપણે આત્મગુણોના રક્ષણ માટે અનંત જ્ઞાનીઓએ ફરમાવેલી વાતોને જીવનમાં અપનાવીએ! તેમાં સૌથી મહત્ત્વની વાત બે છે. (૧) આયતન-સેવા...(૨) અનાયતન-ત્યાગ...

આયતનસેવા એટલે આત્મગુણોની પ્રાપ્તિ...પ્રાપ્ત-આત્મગુણોની રક્ષા અને વૃદ્ધિ થાય તેવાં સ્થાનોને...તેવાં નિમિત્તોને વારંવાર સેવવાં અને અનાયતન-ત્યાગ એટલે આત્મગુણોના નાશક એવાં સ્થાનોનો-નિમિત્તોનો ત્યાગ કરવો...

પેલા કરોડપતિ શેઠે પોતાના મકાનની બિલકુલ બાજુમાં ગોઠવાઈ ગયેલા રાજમાન્ય સંગીતકારોને રવાના કરવાનો વિચાર કર્યો...કારણ કે સંગીતકારોના સંગીતને સાંભળવા પુત્રવધૂઓ વારંવાર બારીએ ઊભી રહેતી હતી...'વિજાતીયના રૂપ અને શબ્દ એ બ્રહ્મચર્યનું પાલન કરનાર આત્મા માટે ખતરનાક છે.' એ સનાતન સત્ય જાણનાર શેઠ રાજા પાસે ઝવેરાતનું નજરાણું લઈને ગયા...પોતાના જ સ્થાનમાં ગૃહમંદિર બનાવવાની રજા લઈ આવ્યા...સાથેસાથે ગામમાંથી નગારાં વગાડનારને ય પોતાના ઘરે આવવાનું કહી દીધું...બીજા જ દિવસથી નગારાં વાગવાનાં ચાલુ થયાં...જોરશોરથી વાગતાં નગારાંના અવાજમાં સંગીતકારોના અવાજ દબાઈ ગયા...સંગીતકારો રાજા પાસે ગયા ફરિયાદ લઈને. તો રાજાએ સંગીતકારોનો ઉતારો ફેરવી નંખાવ્યો...આ રીતે પુત્રવધૂના શીલની રક્ષા શેઠે કરી...

માટે જેને પણ આત્મગુણોને ટકાવવાની તાલાવેલી હોય વાતને-આયતનસેવા અનાયતનત્યાગને જીવનમાં અમલી બનાવવી આના પાલનમાં જ સમ્યગ્દર્શનથી માંડીને સર્વવિરતિ સુધીના વૃદ્ધિ અને રક્ષા છે...

## ૨. જીવ મરે એહવી વાત કેને ન કહીયે રે...



ચારે ય ગતિમાં પરિભ્રમણ કરી રહેલા અનંતા જીવો...!તે તે ગતિમાં તે તે જીવોની વસ્તુઓ પાછળની દોટ જુદી જુદી હોય છે...કીડી સાકર પાછળ... મંકોડો ગોળ પાછળ...ભેંસ ઘાસ પાછળ...ભૂંડ વિષ્ટા પાછળ...માણસ પૈસા પાછળ દોડે છે...આ બધામાં ભેદ હોઈ શકે છે. પરંતુ એક બાબતમાં સઘળા ય જીવોની વૃત્તિ સમાન છે... 'મરવું' કોઈને નથી...' ગમે તેવી પરાધીનદશા હોય તો ય તિર્યંચો મરવા તૈયાર નથી...માટે શાસ્ત્રકારોએ તિર્યંચગતિને પાપપ્રકૃતિમાં ગણી છે, પરંતુ તિર્યંચઆયુષ્યને પુણ્યપ્રકૃતિમાં ગણ્યું છે...નરકના જીવોને એટલું બધું ભયંકર દુઃખ છે કે જેનાથી છૂટવા તે પ્રતિપળ મોતને ઝંખે છે ...આ સિવાય નિગોદના જીવથી માંડીને અનુત્તરવાસી દેવતાઓ સુધીના સહુ જીવનને ઝંખે છે...

આ જીજીવિષા ક્યારેક એટલી બધી તીવ્ર બની જાય છે કે માણસ પોતાના જીવનને ટકાવવા બીજાના જીવનને નષ્ટ કરી દેવા સુધીની ક્રૂરતા પણ આચરી બેસે છે...અને આ ક્રૂરતા જ તેના જીવનના દુઃખ–અશાંતિ–મોતનું કારણ બની જાય છે...

આપણી રખડપટ્ટી અનાદિકાળની છે...જ્યાં પુણ્યયોગે સામગ્રી મળી છે... શક્તિઓ પ્રાપ્ત થઈ છે ત્યાં એ સામગ્રીઓનો...શક્તિઓનો ઉપયોગ આપણે કમજોરોને દબાવવામાં જ કર્યો છે...બહાદુરોથી દબાયા છીએ... કમજોરોને દબાવ્યા છે...હવે આ ઉત્તમ જીવનમાં આપણા આ અવળા ગણિતને ફેરવીએ...

કમજોરોને બચાવીએ...કમજોરોથી પણ દબાઈએ...જન્મતાવેંત વીરપ્રભુને જન્માભિષેક માટે મેરુપર્વત પર લઈ જવાયા...ઇન્દ્રને મનમાં શંકા પડી...'આવા નાના બાળ આટલા બધા કળશાઓના અભિષેકને સહન શી રીતે કરી શકશે ?... શંકાને દૂર કરવા પ્રભુએ એક લાખ યોજનના મેરુપર્વતને પગના જમણા

અંગૂઠાથી દબાવ્યો...મેરુપર્વત ડોલી ઉઠયો...પ્રભુની બાળવયમાં આ તાકાત હતી તે પ્રભુએ છદ્માસ્થાવસ્થામાં હાલતાં-ચાલતાં માણસો દ્વારા આવેલાં કષ્ટો પણ કેવી પ્રસન્નતાથી સહ્યાં ?...ખીલા ઠોકનારો ખીલા ઠોકી ગયો...તેજોલેશ્યા ફેંકનારો તેજોલેશ્યા ફેંકી ગયો...કયાંય પ્રતિકાર નહિ...કયાંય બચાવ નહિ... કયાંય સામનો નહિ !

કારણ ?...કારણ એ કે **શક્તિનો સદુપયોગ સહન કરવામાં છે... સામનો કરવામાં નહિ** ! આ ગણિત જે દિવસે આપણા દિલમાં બેસી જશે તે દિવસથી જીવનમાં અહિંસા આવતી જશે...પ્રતિકારવૃત્તિ હિંસાના સંસ્કારો પેદા કરે છે... પેદા થયેલી કઠોરતા જીવને દુર્ગતિઓની ભેટ ધરી દે છે...

માટે તો શાસ્ત્રકાર ભગવંતોએ કહ્યું છે કે કઠોરતા કેળવવાના ભવો આ દુનિયામાં ઘણા...કોમળતા કેળવવાનો ભવ એક માત્ર મનુષ્યગતિનો જ !... ઝાંઝરીયા ઋષિ...ખંધકઋષિ...મેતારજ મુનિ...ગજસુકુમાળ...ધન્ના...શાલિભદ્ર વગેરેનાં કોમળતાનાં આચરણનાં જ્વલંત દષ્ટાંતો આપણી સામે મોજૂદ છે...

દુનિયાના રાહ જુદા છે...'થાય તેવા થઈએ તો ગામ વચ્ચે રહીએ' ના સૂત્ર પર દુનિયા ચાલે છે...'શક્તિ હોય તો સહન જ કરજો...સામનો કરશો જ નહિ,' –એ સૂત્ર પર શાસ્ત્રકારો ચાલે છે. આપણે આત્મઘાતક રાહ અનાદિકાળથી પકડયો છે...જ્યાં તક મળી ત્યાં પ્રતિકાર કર્યો છે... તક મળી ત્યાં સામાને દબાવ્યા છે. હવે એ છોડીએ તો જ સદ્‌ગતિ...સમાધિ...સુસંસ્કાર...શાંતિ વગરે શકય છે...

બાકી, બીજાને ખતમ કરીને જીવવાની વૃત્તિ તો તિર્યંચોમાંય કયાં નથી ? લાતનો જવાબ લાતથી ગધેડો ય આપે છે...ભસવાનો જવાબ ભસવાથી કૂતરો ય આપે છે...આપણે પણ જો આ જ રાહ અપનાવીએ તો આપણામાં અને ઢોરોમા ફેર શું ?

પેલા યુવકની કથા આવે છે ને ?...સવારના પહોરમાં રસ્તા પરથી પસાર થતો હતો...અચાનક ઉપરથી ઇંટ પડી સીધી પોતાના ખભા પર; ગુસ્સે થઈ ગયો...હાથમાં એ ઈંટ લઈને ઉપર ચડયો...ઈંટ ફેંકનારના માથામાં જ આ ઈંટ લગાવી દઉ" ! ઉપર જઈને જોયું તો એક પહેલવાન દંડ—બેઠક કરતો હતો... 'આને ઈંટ મારવા જઈશ તો કયાંય ઊચકીને મને જ નીચે ફેંકી દેશે...એ વિચારે પેલો યુવક મૌન...પહેલવાને તેની સામે જોયું...'અય ! ઉપર કેમ આવ્યો છે ?...'ના...ખાસ કાંઈ નથી...આ તો તમારી ઈંટ ઉપરથી નીચે પડી ગયેલી તે આપવા આવ્યો છું...અને હા ! બીજું કાંઈ કામકાજ હોય તો કહેતા રહેજો... હું બાજુમાં જ રહું છું"...!

જોયું ને ? ગયો હતો મારવા, પણ જ્યાં જોયું કે સામો કમજોર નથી, પરંતુ બહાદુર છે, ત્યાં તરત જ વિચાર-ફેરવી નાખ્યો. આમ બહાદુરોનું તો ઘણું સહન કર્યું છે...હવે કમજોરોનું પણ સહન કરીએ.

અને તેની જ સાથે શક્તિ હોય તો કમજોરોને બચાવતા પણ જઈએ. કુદરતનો નિયમ છે કે અન્યને બચાવશો તો તમે બચશો. બીજાને સમાધિ આપશો તો સમાધિ પામશો. શાતા આપશો તો શાતા પામશો.

સાધુ ભગવંતોનાં પાંચ મહાવ્રતોમાં પ્રથમ મહાવ્રત 'અહિંસા'નું છે. શ્રાવકોનાં બાર વ્રતમાં પણ પહેલું વ્રત '**સ્થૂલપ્રાણાતિપાતવિરમણ વ્રત છે.** કલિકાલસર્વજ્ઞ પૂજ્યપાદ આચાર્ય ભગવંત શ્રીમદ્વિજય હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા પણ યોગશાસ્ત્રમાં 'અહિંસા' ને સર્વજીવોની માતા તરીકે ઓળખાવે છે. આના પરથી સમજાશે કે જીવનમાં 'અહિંસા' કેટલી મહત્ત્વની છે ?

યાદ રાખજો : '**પાપનું મૂળ પ્રમાદ છે !**
**તો...ધર્મનું મૂળ યતના છે !**'

તમામ પ્રવૃત્તિમાં 'યતના' નો ખાસ ખ્યાલ રાખીએ તો પ્રમાદના કારણે નિષ્કારણ થતી અનેક જીવોની હિંસા અટકી જાય ! કેવો વ્યાપક પ્રચાર આજે ચાલ્યો છે હિંસાનો !

'કૃત્રિમ' 'નિર્જીવ' 'શાકાહારી' [?] ઇંડાં...દરિયાઈ ખેતી [!] ના નામે મત્સ્યોદ્યોગ...પ્રોટીન વગેરેનાં જૂઠાણાં હેઠળ ઇંડાંઓનો ધૂમ પ્રચાર...આ બધામાં કોણ નથી ફસાતું તે પ્રશ્ન છે...યુવાનોમાં વ્યાપક પ્રમાણમાં આવા પ્રકારનો આહાર વધવા લાગ્યો છે...અને આ હિંસક આહારને પરિણામે અનેક પ્રકારનાં અનિષ્ટો તેઓના જીવનમાં ઘૂસી ગયાં છે.

ક્યાં ભક્ષ્ય ઘેબરમાં પણ માંસની થતી કલ્પનાથી એ ઘેબરનો સર્વથા ત્યાગ કરનાર અઢાર દેશના માલિક રાજા કુમારપાળ ! અને ક્યાં પોતાના ટેસ્ટ ખાતર નિર્જીવ ઇંડાંના જૂઠા ઓઠા હેઠળ એ ઇંડાંઓને ટેસ્ટથી પોતાના પેટમાં પધરાવી પોતાની જાતને અહિંસક માનતી આજની જૂઠી ભ્રમણાનો ભોગ બનેલી મોટા ભાગની પ્રજા !

ખેર ! જવા દો એ વાત.

આપણા જીવનમાં આ પાપો...આવી ક્રૂરતાપૂર્વકની આત્મવંચનાવાળી હિંસા ન પ્રવેશી જાય તેની પૂરેપૂરી તકેદારી રાખીએ.

શાસ્ત્રકારો ગૃહસ્થના જીવનમાં નિરર્થક-હિંસા ન થાય...શક્ય હિંસામાંય-કઠોરતાના પરિણામ પેદા ન થાય તેના માટે 'યતના' પર ખૂબ જ ભાર મૂકે છે.

કેવી સુંદર યતનાની પ્રવૃત્તિઓ આપણે ત્યાં પુર્વે હતી! શેઠ સાત માળનું બિલ્ડીંગ કડિયા પાસે બંધાવે તો ય એ બંગલાની પહેલી ઈંટ કડિયો નહોતો-મૂકતો...એ શેઠને જ બોલાવી શેઠને કહેતો,—

'શેઠ! બંગલો એ તો બધા ય પાપોનું કારખાનું છે...માટે એ બંગલાની પહેલી ઈંટ હું નહિ મૂકું...તમે મૂકો...પાપની શરૂઆત હું નહિ કરુ...તમે-કરો...' અને ખરેખર! શેઠને જ પહેલી ઈંટ મૂકવી પડતી...

ચૂલાની ઉપર ચંદરવા બંધાતા...
પાણીના ય સંખારા થતા...
પર્વતિથિએ આરંભ-સમારંભ બંધ રહેતા...

કોલસા ચળાઈને પછી જ સગડીમાં નંખાતા...
પાપનાં સાધનોનું દાન નહોતું થતું...

મુંબઈમાં એક ભાઈ વ્યાખ્યાનમાં આવ્યા... 'સ્નાન કરવા બેસતાં પહેલાં બેસવાનો પાટલો અજવાળામાં ખાસ જોઈ લેવો...' તેની વ્યાખ્યાનમાં વાત ચાલતી-હતી...બીજે દિવસે વ્યાખ્યાન પહેલાં તે ભાઈ આવ્યા...મને કહે, સાહેબ! કમાલ થઈ ગઈ! કેમ શું થયું? આજે સ્નાન કરવા બેસતાં પહેલાં પાટલાને ચારે ય બાજુથી બરાબર જોયો...લગભગ ૪૦ થી ૫૦ જેટલાં જીવડાંઓ પાટલા પર બેઠેલાં હતાં...બાથરૂમમાં ઠંડકને કારણે એ જીવડાઓ આવીને પાટલા પર બેસી જતા હશે...આજે જોયું તો ખબર પડી...પાટલાને એક બાજુ લઈ જઈ-આસ્તેથી તેના પરનાં જીવડાંઓ દૂર કર્યાં..સાહેબ! અત્યાર સુધીમાં તો કેટલાયનો કચ્ચરઘાણ અમે કાઢી નાખ્યો!... ખેર! હવેથી બાથરૂમમાં પાટલો જ ન રાખવાનો-નિર્ણય કર્યો છે!...કારણ ઘરના બધા સભ્યોને આવી કાળજી ન હોય તો નાહકના એ નિર્દોષ જીવો મોતને ઘાટ ઊતરી જાય!

ભૂલશો નહિ, **આપણી અલ્પ પણ સાવધાની અનેક જીવોની-સુરક્ષા કરનારી બને છે...તો આપણો અલ્પ પણ પ્રમાદ અનેક જીવોના-મોતનું પણ કારણ બની જાય છે...**

સાંભળો, બીજો સુંદર પ્રસંગ..

